श्रीसोमसुंदरसूरेः शिष्येण जिनहर्षे गणिताकृतं



# गुणानुराग कुलकं.

सयलकल्लाणनिलयं, नमिऊण तित्थनाहपयकमलं;
परगुणगहणसरूवं, भणामि सोहग्गसिरिजणयं ॥ १ ॥

અર્થઃ–સકલ કલ્યાણના નિવાસસ્થાન તીર્થંકર ભગવાનના ચરણકમળને નમીને સાૈભાગ્યશ્રીકારક એવું પરાયા ગુણોને ગ્રહણ કરવાનું સ્વરૂપ કહું છું ॥ ૧ ॥

उत्तम गुणाणुराओ, निवसइ हिययंमि जस्स पुरिसस्स,
आतित्थयरपयाओ, न दुलहा तस्स रिद्धिओ ॥ २ ॥

અર્થઃ–જે પુરૂષના હૃદયમાં ઉત્તમ ગુણ પ્રત્યે જનો તરફ અનુરાગ વસતો હોય તેને તીર્થંકર પદ ગણુધરની રિદ્ધીઓ દુર્લભ નથી ॥ ૨ ॥

ते धन्ना ते पुन्ना, तेसु पणामो हविज्ज महनिच्चं;
जेसिं गुणाणुराओ, अकित्तिमो होइ अणवरयं ॥ ३ ॥

અર્થઃ–તેઓ વખાણવા લાયક છે, તેઓ પુણ્યશાળી છે અને તેઓના પ્રતે મારો હમેશ નમસ્કાર હો કે જેમને નિરંતર ખરેખરો ગુણાનુરાગ રહે છે ॥ ૩ ॥

कि बहुणा भणिएणं, किं वा तविएण किं व दाणेणं;
इक गुणाणुरायं, सिक्खह सुक्खाण कुलभवणं ॥ ४ ॥

અર્થઃ–બહુ ભણવાથી અથવા બહુ તપ કરવાથી અથવા બહુ દાન દેવાથી શું થનાર છે, એકલા ગુણાનુરાગને શીખો કે જે સુખોનું (ખાણ) ઉત્પત્તિસ્થાન છે ॥૪॥

जइवि चरसि तव विउलं, पढसि सुयं करिसि विविहकट्ठाइं;
न धरसि गुणाणुरायं, परेसु ता निप्फलं सयलं ॥ ५ ॥

અર્થઃ–જો કે તું ભારે તપ કરે છે, શાસ્ત્ર ભણે છે અને

અનેક કષ્ટ કરે છે, પણ બીજાના ગુણો તરફ અનુરાગ નથી ધરતો તો એ બધું નિષ્ફળ છે ॥ ૫ ॥

सोउण गुणुक्करिसं, अन्नस्स करेसि मच्छरं जइवि;
ता नूणं संसारे, पराहवं सहसि सव्वत्थ ॥ ६ ॥

અર્થઃ—બીજાના ગુણોની પ્રશંસા સાંભળીને જો તું મત્સર કરે છે, તો તું નક્કીપણે આ સંસારમાં સઘળા સ્થળે પરાભવ પામીશ ॥ ૬ ॥

गुणवंताण नराणं, ईसाभरतिमिरपूरिओ भणसि;
जइ कहवि दोसलेसं, ता भमसि भवे अपारंमि ॥ ७ ॥

અર્થઃ—ગુણવંત પુરૂષોનાં તું ઇર્ષ્યાના જોરરૂપ અંધારાથી આંધળો બનીને જો કોઇ પણ રીતે લેશ માત્ર દોષ કહાડીશ, તોપણ અપાર સંસારમાં ભમીશ ॥ ૭ ॥

जं अब्भसेई जीवो, गुणं च दोषं च इत्थ जम्मंमि;
तं परलोए पावइ, अब्भासेणं पुणो तेणं ॥ ८ ॥

અર્થઃ—જીવ આ જન્મમાં ગુણ અથવા દોષમાંથી જેનો અભ્યાસ પાડે તે અભ્યાસે કરીને ફરી પરલોકમાં તેનેજ પામે છે ॥ ૮ ॥

जो जंपइ परदोसे, गुणसयभरिओ वि मच्छरभरेणं;
सो विउसाणमसारो, पलालपुंज व्व पडिमाइ ॥ ९ ॥

અર્થઃ—જે પુરૂષ પોતે સેંકડો ગુણોથી ભરેલો છતાં પણ મત્સરના આવેશથી પરાયા દોષ બોલે તો તે વિદ્વાન જનોમાં પરાળના પૂળા માફક દમ વગરનો જણાય છે ॥૯॥

जो परदोसे गिण्हइ, संतासंतेवि दुट्ठभावेणं;
सो अप्पाणं बंधइ, पावेण निरत्थएणावि ॥ १० ॥

અર્થઃ–જે પુરૂષ દુષ્ટ ભાવથી છતા કે અછતા પરાયા દોષ ગ્રહણ કરે તો પોતાના આત્માને નિરર્થક પાપથી જોડે છે ૧૦

तं नियमा मुत्तव्वं, जत्तो उपज्जए कसायग्गी,
तं वत्थुं धारिज्जा जेणोवसमो कसायाणं ॥ ११ ॥

અર્થઃ–જેનાથી કષાયરૂપ અગ્નિ પ્રદીપ્ત થાય તે કામને ચોકસપણે છોડી દેવુ અને જેનાથી કષાયો દબે તે વસ્તુ ધારણ કરવી ॥ ૧૧ ॥

जइ इच्छह गुरुपत्तं, तिहुयण मज्झंमि अप्पणो नियमा;
ता सव्वपयत्तेणं, परदोसविवज्जणं कुणह ॥ १२ ॥

અર્થઃ–જો તમે ત્રણ જગતની અંદર પોતાની મોટાઇ મેળવવા ખરેખર ઇચ્છતા હો તો સર્વ પ્રયત્નથી પરાયા દોષોની નિંદા કરવાનુ પૂરતી રીતે વર્જન કરો ॥ ૧૨ ॥

चउहा पसंसणिज्जा, पुरिसा सव्वुत्तमुत्तमा लोए;
उत्तम उत्तम उत्तम, मज्झिम भावाय सव्वेसिं ॥१३॥

અર્થઃ–આ જગતમા ચાર પ્રકારના પુરૂષ સર્વેને પ્રશંસા કરવા યોગ્ય છે;–એક સર્વોત્તમોત્તમ, બીજા ઉત્તમોત્તમ, ત્રીજા ઉત્તમ, અને ચોથા મધ્યમ ॥ ૧૩ ॥

जे अहम अहम अहमा, गुरुकम्मा धम्मवज्जिया पुरिसा;
ते विय न निंदणिज्जा, किंतु दया तेसु कायव्वा ॥१४॥

અર્થઃ–પાંચમા અધમ અને છઠ્ઠા અધમાધમ જે ભારે કર્મી અને ધર્મવર્જીત હોય છે તેઓની પણ નિંદા કરવી નહિ જોઇએ, કિંતુ તેઓ ઉપર દયા ધારવી જોઇએ ॥૧૪॥

पच्चंगुब्भडजुव्वण वंतीण सुरहिसारदेहाणं;
जुवईणं मज्झगओ, सव्वुत्तम रूववंतीणं ॥१५॥

અર્થઃ—દરેક અંગમાં પ્રગટી નીકળેલ આકરા યૌવનવાળી ગંધથી બેહેકતા શરીરવાળી, અને સર્વે કરતાં ઉત્તમ રૂપવાળી સ્ત્રીઓના વચ્ચે રહીને ॥ ૧૫ ॥

आजम्म वंभयारी, मणवयकाएहिं जो घरई सीलं;
सव्वुत्तमुत्तमो पुण, सो पुरिसो सव्वनमणिज्जो ॥१६॥

અર્થઃ—જે પુરૂષ બ્રહ્મચારી રહ્યો થકો મન વચન અને કાયાથી શીળવાન્ રહે તે પુરૂષ સર્વોત્તમોત્તમ જાણવો અને તે સર્વ કોઈને નમવા લાયક હોય છે ॥ ૧૬ ॥

एवं विहज्जुवइगओ, जो रागीहुज्ज कहवि इग समयं;
बीयसमयंमि निंदइ, तं पावं सव्वभावेणं ॥ १७॥

અર્થઃ—એવા પ્રકારની (સર્વોત્તમ રૂપવાળી) સ્ત્રીઓની વચ્ચે રહ્યોથકો જે પુરૂષ કદાચ કોઈ પ્રકારે માત્ર એક ક્ષણભર મનમાં ડોલાયમાન થાય, પણ અકાર્યમાં નહિ ફસતાં તરત સાવચેત થઇ, બીજા ક્ષણે તે (માનસિક) પાપને પૂર્ણ ભાવથી નિંદે ॥ ૧૭ ॥

जम्मंमि तम्मि न पुणो, हविज्ज रागो मणंमि जस्स कया;
सोहोइ उत्तमुत्तम, रूवो पुरिसो महासत्तो ॥ १८ ॥

અર્થઃ—અને ફરીને તે જન્મમાં ક્યારે પણ તેના મનમાં તેવો રાગ ઉત્પન્ન ન થાય તે પુરૂષ ઉત્તમોત્તમ જાણવો તે પણ મહા બળવાનજ ગણાય છે ॥ ૧૮ ॥

पिच्छइ जुवईरूवं, मणसा चिंतेइ अहव खणमेगं;
जो ना यरइ अकज्जं, पत्थिज्जंतो वि इत्थीहिं ॥१९॥

અર્થઃ—જે પુરૂષ સ્ત્રીનું રૂપ જોઈ ક્ષણભર મનથી તેના તરફ ખેંચાયા છતાં પણ અને તે સ્ત્રીએ તેને ભોળવ્યા છતાં પણ અકાર્યમાં નહિ ફસે ॥ ૧૯ ॥

साहू वा सड्ढो वा सदारसंतोससायरो हुज्जा;
सो उत्तमो मणुस्सो, नायव्वो थोवसंसारो ॥ २० ॥

કિંતુ સાધુ હોય તો સાધુ તરીકે પોતાનું બ્રહ્મચર્ય વ્રત જાળવી રાખે, અને શ્રાવક હોય તો સ્વદાર સંતોષી રહે તે સાધુ અથવા શ્રાવક ઉત્તમ પુરૂષ જાણવો તે પુરૂષ પણ અલ્પ સંસારી જાણવો ॥ ૨૦ ॥

पुरिसत्थेसु पवट्टइ, जो पुरिसो धम्मअत्थपमुहेसु;
अनुन्नमवाबाहं, मज्झिमरुवो हवइ एसो ॥ २१ ॥

અર્થઃ—જે પુરૂષ ધર્મ, અર્થ અને કામ એ ત્રણે પુરૂષાર્થને અરસપરસ બાધ ન આવે તે રીતે તેમાં પ્રવર્તે તે મધ્યમ પુરૂષ જાણવો ॥ ૨૧ ॥

एएसि पुरिसाणं, जइ गुणगहणं करेसि बहुमाणा,
तो आसन्नसिवसुहो, होसि तुमं नत्थि संदेहो ॥ २२ ॥

અર્થઃ—એ ચારે પ્રકારના પુરૂષોના ગુણોની જો તું બહુમાન ધરી પ્રશંસા કરીશ, તો તું નજીકમાંજ મુક્તિસુખ મેળવીશ, તેમાં કશો સંદેહ નથી ॥ ૨૨ ॥

पासत्थाइसु अहुणा, संजमसिढिलेसु मुक्कजोगेसु,
नो गरिहा कायव्वा, नेव पसंसा सहामज्झे ॥ २३ ॥

અર્થઃ—આજકાલ સંયમ પાળવામાં ઢીલા પડેલા યોગ ક્રિયાહીન પાર્શ્વસ્થ વગેરે યતિવેષધારી જનોની સભા વચ્ચે નહિ તો તેમની નિંદા કરવી અને નહિ પ્રશંસા કરવી ॥૨૩॥

काउण तेसु करुणं, जइ मन्नइ तो पयासए मग्गं,
अह रूसइ तो नियमा, न तेसि दोसं पयासेइ ॥ २४ ॥

અર્થઃ—તેઓપર કરૂણા લાવીને જો તેઓ માને એમ

હોય તો ખરો રસ્તો બતાવવો, પણ જો તેમ કરતાં તેઓ ગુસ્સે થાય તો ખચિત આપણે તેમના દોષ નહિ પ્રકાશવા ૨૪

**संपइ दूसमसमए, दीसइ थोवो वि जस्स धम्मगुणो;**
**बहुमाणो कायव्वो, तस्स सया धम्मबुद्धीए ॥ २५ ॥**

અર્થઃ–આજના વિષમ વખતમાં જેનામાં થોડા પણ ધાર્મિક ગુણ દેખવામાં આવે તેના તરફ હંમેશાં ધર્મબુદ્ધિથી બહુ માન બતાવતા રહેવું ॥ ૨૫ ॥

**जउ परगच्छि सगच्छे, जे संविग्गा बहुस्सुया मुणिणो;**
**तेसिं गुणाणुरायं, मा मुंच सु मच्छरप्पहओ ॥ २६ ॥**

અર્થઃ–જો કે પરાયા ગચ્છમાં અગર પોતાના ગચ્છમાં જે વૈરાગ્યવાન અને વિદ્વાન મુનિઓ હોય તો તેમના તરફ મત્સરે ભરાઈ ગુણાનુરાગ મુકતો ના ॥ ૨૬ ॥

**गुणरयण मंडियाणं, बहुमाणं जो करेइ सुद्धमणो;**
**सुलहा अन्नभवंमि य, तस्स गुणा हुंति नियमेणं ॥२७॥**

અર્થઃ–ગુણરૂપી રત્નોથી શણગારાયલા પુરૂષોનું જે શુદ્ધ મનથી બહુ માન કરે, તેને વળતા ભવે તે તે ગુણો નિયમા સુલભ થઈ પડે છે ॥ ૨૭ ॥

**एयं गुणाणुरायं, सम्मं जो धरइ धरणि मज्झंमि;**
**सिरिसोमसुंदरपयं, सो पावइ सव्वनमणिज्जं ॥ २८ ॥**

અર્થઃ–આ ગુણાનુરાગને જે પુરૂષ સમ્યક્ રીતે આ પૃથ્વીમાં રહી ધારણ કરે તે, શ્રીસોમસુંદર અર્થાત્ શોભતા ચંદ્ર જેવા શાંતિમય અને સર્વને નમનીય ( તીર્થંકરરૂપ ) પદને પામે ॥ ૨૮ ॥

---

# પ્રસ્તાવના.

જે મુમુક્ષુ વા જિજ્ઞાસુ હોય તેને આત્માનો શુદ્ધ સ્વભાવ અને રાગદ્વેષમય પરિણામ રૂપ તેનો વિભાવ જાણવાને રૂચિ થાય છે, તેમજ શુદ્ધ જ્ઞાનદશા આવરી નિ કળાય એવા નિજસ્વભાવમા રમણ કરવાની ઇચ્છા પ્રગટ થાય છે, તેને સહાય કરવાનો આ પુસ્તકનો મુખ્ય ઉદ્દેશ છે આત્મ સ્વરૂપને નહી ઓળખવાથી અનાત્મ-જડ વસ્તુઓમા મિથ્યાભિમાન કરનાર જીવ જન્મ મરણાદિ દુ:ખ પામે છે અને સત્યાસત્ય તથા હેયોપાદેય વસ્તુનો નિર્ણય કરી શકતો નથી, તેથી શુદ્ધ આત્મ સ્વરૂપ ઓળખવાને માટે આ પુસ્તક ખરેખર ભૂમિકા રૂપ થઇ પડશે

આ લઘુ લેખમા નિરૂપણ કરેલ તાત્ત્વિક વિવેચનો, આત્મિક ગુણોના સ્વરૂપો અને કર્મની પ્રકૃતિઓ જો યથાર્થ રીતે મનન કરવામા આવે તો જે જ્ઞાનવિકાશ પૂર્વ કર્માનુસારે સ્વાભાવિક રીતે થવાનો હોય તેને ઉત્તેજક થયા વિના રહેશે નહી, એટલુજ નહી પરતુ પોતામા થતી કાર્મિક વિકૃતિઓ પરત્વે અજ્ઞાત રહેવાથી જે માનસિક વિભ્રમ થાય તેના કરતા આવા અભ્યાસ વડે વધારે સત્વરતાથી એ વિકાશને વધારી શકે છે

ગુણ સ્થાનનો વિષય એ આર્હત તત્ત્વ જ્ઞાનનુ કેદ્રસ્થાન છે ' આત્મા પોતાના શુદ્ધ સ્વભાવનો-નિર્મળ ગુણોનોજ કર્તા છે, પર ભાવનો કર્તા નથી, અને તે આવા ક્રમથી ઉચ્ચ કોટિનો અધિકારી બની જાય છે ' એ સિદ્ધાત ગુણ સ્થાનના વિષયમા પ્રતિપાદિત થાય છે વળી મિથ્યાત્વથી આરભી અયોગીપણાની સ્થિતિપર આવનારા આત્માની વિવિધ દશાઓને દર્શાવનારો તે એક નમુનાદાર અદ્ભુત નકશો છે, કે જેમાથી વિવિધ આત્મિક સ્થિતિઓનુ સ્વરૂપ યથાર્થ રીતે મનોગત થાય છે અને તે ઉત્તમ પ્રકારની ભાવનાઓને ભાવવાનુ સાધન રૂપ બને છે

આર્હત તત્ત્વજ્ઞાન એટલુ બધુ ગહન છે કે, તે ઉહાપોહથી શાસ્ત્રીય પૂર્વ તથા ઉત્તર પક્ષ દ્વારા સરલ રીતે પ્રાપ્ત થઇ શકે તેમ નથી, તેથી તેને પરિચિત કલ્પનાઓમા કોઇ તાર્કિક પ્રસગમા ઉતારી [illegible] સુગમ પડે છે,

માટે આ લેખમાં તેની યોજના કરવામાં આવી છે. આ લઘુ લેખમાં ચૌદ ગુણ સ્થાનોનું યથાર્થ સ્વરૂપ સમજાવવાને ચૌદ સોપાનની ઘટના કરી છે અને દરેક સોપાનના વિભાગ પાડી તેનું શુદ્ધ સ્વરૂપ યથાર્થ રીતે દર્શાવવામાં આવ્યું છે.

૧ પ્રથમ **મિથ્યાત્વ** ગુણ સ્થાનમાં વ્યક્ત અને અવ્યક્ત મિથ્યાત્વના બે ભેદ પાડી તેનું યથાર્થ સ્વરૂપ દર્શાવ્યું છે.

૨ બીજા **સાસ્વાદન** મિથ્યાત્વમાં ઉપશમ સમ્યક્ત્વના ભેદ, યથાપ્રવૃત્તિ કરણ, અપૂર્વ કરણ અને અનિવૃત્તિ કરણ નામના પુદ્ગલને શોધનારા ત્રણ કરણ અને તેને લગતું કેટલું એક વિવેચન કરેલું છે.

૩ ત્રીજા **મિશ્રગુણ** સ્થાનમાં જીવને થતા મિશ્રભાવનું વર્ણન છે, જેની અંદર સર્વજ્ઞ અને અસર્વજ્ઞે પ્રરૂપેલા ધર્મમાં જીવની સમબુદ્ધિ—સમશ્રદ્ધા કેવી રીતે થાય છે, તેનું સારી રીતે વિવેચન કરેલું છે.

૪ ચોથા **અવિરતિ સમ્યગ્ દૃષ્ટિ** ગુણ સ્થાનમાં સમ્યક્ત્વનું શુદ્ધ સ્વરૂપ, સમ્યક્ત્વની ઉત્પત્તિની રીતિ, તે ઉપર વામદેવનું દૃષ્ટાંત, ત્રણ કરણનું સ્વરૂપ, સમ્યક્ત્વના ભેદ, દેવ, ગુરૂ અને ધર્મ તત્ત્વોના સ્વરૂપ, સમ્યક્ત્વીના લક્ષણો વિગેરે સવિસ્તર ધ્યાન આપેલું છે.

૫ પાંચમા **દેશવિરતિ** ગુણ સ્થાનમાં દેશ વિરતિના ત્રણ પ્રકાર આર્ત-ધ્યાન, રૌદ્ર ધ્યાન અને તેના ચાર પાયા, ધર્મ ધ્યાનની પ્રાપ્તિનો પ્રકાર, ગૃહસ્થ શ્રાવકાચારનું દિગ્દર્શન, અને કારણ યુક્તિ પૂર્વક સમજાવેલ છે.

૬ છઠા **પ્રમત્તસંયમ** ગુણસ્થાનમાં સાધુઓનો આચાર, અધિકાર અને વર્તનના પ્રકાર, ધર્મ ધ્યાનના ચાર પાયાનું સ્વરૂપ, શુદ્ધ સાધ્વાચારનો બોધ અને તેના લક્ષણો યથાર્થ રીતે દર્શાવ્યા છે.

૭ સાતમા **અપ્રમત્ત** ગુણ સ્થાનમાં મોહનીય કર્મનું સ્વરૂપ, તેના ભેદ, સાલંબન અને નિરાલંબન ધ્યાનનું સ્વરૂપ, નિરાલંબન ધ્યાનના ધ્યાતા-યોગીઓના પ્રકાર, મૈત્રી વગેરે ચાર ભાવનાઓના ભેદ, તેમનું સ્વરૂપ, ચતુર્વિધ ધર્મ ધ્યાનના લક્ષણો અને તેના અધિકારીઓ વિષે ઉત્તમ વિવેચન કરેલું છે.

૮ આઠમા અપૂર્વકરણ ગુણસ્થાનમાં તે ગુણસ્થાનનુ સ્વરૂપ, તેનો ઉપયોગ, ઉપશમ શ્રેણિ અને ક્ષપક શ્રેણીનુ વિવેચન, શુક્લ ધ્યાનના પ્રથમ પાયાનુ સ્વરૂપ અને તેને લગતુ વિશેષ વિવેચન કરવામા આવ્યુ છે

૯ નવમા અનિવૃત્તિ ગુણ સ્થાનમા તે સ્થાનનુ સ્વરૂપ, અને તે સબધી કેટલુએક ધ્યાન આપવામા આવ્યુ છે

૧૦ દશમા સૂક્ષ્મસપરાય ગુણસ્થાનમા તેનુ સ્વરૂપ અને તેને અગે આવતી ઉપયોગી બાબતોનુ વિવેચન કરેલુ છે

૧૧ અગીયારમા ઉપશાંત મોહ ગુણસ્થાનમાં ઉપશમ સમ્યક્ત્વ, ચારિત્ર અને ભાવનુ સ્વરૂપ દર્શાવી તે પ્રસગે ઉપશામક જીવની સ્થિતિ અને પ્રવૃત્તિનુ સ્વરૂપ આપી તે વિષે સારી સમજૂતી આપેલી છે

૧૨ બારમા ક્ષીણમોહ ગુણસ્થાનમા શુક્લ ધ્યાનના બીજા પાયાનુ સ્વરૂપ, તેના અર્થો, સમરસી ભાવનુ સ્વરૂપ, અત્ય સમયનુ કર્ત્તવ્ય, અને તે સબધી ઉત્તમ સુબોધક વિવેચન કરવામા આવ્યુ છે

૧૩ તેરમા સયોગી ગુણસ્થાનમા ક્ષાયિક શુદ્ધ ભાવ, ક્ષાયિક સમ્યક્ત્વ અને ક્ષાયિક ચારિત્રનુ વિવેચન, તીર્થંકર નામ કર્મનુ સ્વરૂપ અને તેનુ ઉપાર્જન, સમુદ્ઘાત કરવુ અને તેનો વિવેચન સહિત અર્થ, કેવલી ભગવાનની સૂક્ષ્મ ક્રિયાવાળી શારીરિક સ્થિતિ અને તેમનુ પ્રવર્ત્તન ઇત્યાદિ ઉપયોગી વિષયોનુ વિવેચન કરવામા આવ્યુ છે

૧૪ ચૌદમા અયોગી ગુણસ્થાનમા સિદ્ધ ભગવાનનુ સ્વરૂપ, તેમની સ્થિતિ અને પ્રવૃત્તિ અને ચિદાનદ દશાનો પ્રભાવ દર્શાવી વિષયોને નચિકતાથી પલ્લવિત કરવામા આવ્યા છે

આ પ્રમાણે ચૌદ ગુણસ્થાનના સ્વરૂપને દર્શાવનારો આ લઘુ ગ્રથ દરેક આર્હત સતાનને ઉપયોગી છે જો આ ગ્રથ સુશ્રિતત્વમા મનન પૂર્વક આરાધવામા આવશે તો તે વાચકને મોક્ષના સોપાનપર આરોહણ કરવાનો અધિકારી બનાવશે

ગુરૂતત્ત્વના બલથી ગૌરવતાને પામેલું આ આત્માનંદ પ્રકાશ માસિક પ્રતિ વર્ષે પોતાના ગ્રાહકોને ઉપયોગી પુસ્તકોનો ઉપહાર કરે છે. તે મુજબ આ સાતમા વર્ષની ભેટ તરીકે આ ઉત્તમ લેખની યોજના કરવામાં આવી છે, જેના આંતર અને બાહ્ય સ્વરૂપની સુંદરતા કરવામાં ઉદારતાથી દ્રવ્યનો વ્યય કરવામાં આવ્યો છે.

આ સંસારની મોહાત્મક ભ્રમણામાંથી મુક્ત થવાને રાગદ્વેષરૂપ અંતરમલને દૂર કરી ઉપશમ જલમાં સ્નાન કરવાને અને સંકલ્પ–વિકલ્પના અભાવથી અધ્યાત્મ દશામાં વર્ત્તવાને ઇચ્છનારા આત્માઓ આ મોક્ષપદ સોપાનપર આરોહણ કરી પરમાનંદના ભાજન બનો, એ અમારી અંતરંગ આશા છે.

આ ગ્રંથની યોજના જૈન વિદ્વાનોના પ્રાચીન લેખોને અનુસરીને કરવામાં આવી છે, તે છતાં પ્રમાદને લઇને કોઇ સ્થળે જો કોઇ જાતની સ્ખલના થઇ હોય તે અમે મિથ્યાદુષ્કૃત સહિત ક્ષમા યાચીએ છીએ.

આત્માનંદભુવન.
અષાઢ પૂર્ણિમા.

શ્રી જૈન આત્માનંદ સભા,
ભાવનગર.





# મોક્ષપદ સોપાન



યાને

## ગુણસ્થાનનું સ્વરૂપ.

(વાર્તારૂપે)

### આમુખ.



એક મનોહર અને રમણીય પ્રદેશ દિવ્ય તેજથી સુશોભિત હતો તેની ચારે તરફ શાંતિ પ્રસરી રહી હતી, આસપાસ ચંદ્રના જેવો શીતળ પ્રકાશ પડી રહ્યો હતો દિશાઓના ભાગમા જાણે અમૃતની સૂક્ષ્મ વૃષ્ટિ થતી હોય તેવો આહ્લાદ આવતો હતો

આ સમયે એક દિવ્ય આત્મા તે પ્રદેશમા આવી ઉભો રહ્યો તેની મુખમુદ્રા ઉપર શાંતિ અને વૈરાગ્યના અંકુરો સ્ફુરી રહેલા હતા આકૃતિના દિવ્ય દેખાવમા સમ્યક્ત્વની શોભા આવી રહી હતી તેની નિર્વિકારી અને નિર્મલ દૃષ્ટિમાથી દયા ધર્મના કાંતિમાન કિરણો નીકળતા હતા તે દિવ્ય આત્મા ચારે તરફ અવલોકવા લાગ્યો તે પ્રદેશની રમણીયતા ભરેલી શાંતિએ તેના હૃદયને આકર્ષી લીધુ જેમ જેમ તેણે પોતાની દૃષ્ટિ ચારે તરફ ફેરવવા માડી તેમ તેમ તેને વિશેષ આનંદ પ્રાપ્ત થવા લાગ્યો

આ સમયે સંસારથી દગ્ધ થયેલો, અને જેના શુદ્ધ હૃદયમાં મોક્ષ મેળવવા માટે આત્માના દિવ્ય ગુણોનું સ્વરૂપ જાણવાની પ્રબળ ઇચ્છા જાગ્રત રહ્યા કરે છે એવો એક બીજો તરૂણ પુરૂષ ત્યાં આવી ચડયો.તેને જોતાંજ પેલા પવિત્ર પુરૂષને હૃદયમાં અતિ આનંદ થઇ આવ્યો. તેણે આવી એ પવિત્ર મહાશયના ચરણમાં વંદના કરી અને અંજલિ જોડી આ પ્રમાણે કહ્યું, " મહાત્મન્! આપ કોણ છો? અનેઆ સુંદર પ્રદેશ કોનો છે? આ પ્રદેશનો દેખાવ અને તમારા પવિત્ર દર્શન અવલોકવાથી મને અતિશય આનંદ પ્રાપ્ત થયો છે. જે મહાત્માએ મને આ પ્રદેશમાં મોકલ્યો છે, તે મહાત્માનો હું હૃદયથી ઉપકાર માનું છું અને તેવા પરોપકારી મહાત્માઓના જીવનને પૂર્ણ ધન્યવાદ આપું છું. જે મહાત્માએ મને આ પવિત્ર પ્રદેશનો માર્ગ બતાવ્યો છે, તેમણે મને કહ્યું હતું કે, " ભદ્ર! તું એ શાંતિના રમણીય પ્રદેશમાં જઇશ એટલે તને કોઇ બીજા પવિત્ર આત્માનો મેલાપ થઇ આવશે. એ પવિત્ર આત્મા દયાળુ હોવાથી તને તારા આત્માની ઉન્નતિનો મહા માર્ગ દર્શાવશે.

હે મહાત્મા, મને લાગે છે કે, એ આત્મા તમે પોતેજ છો. તમારી શાંત મૂર્ત્તિ મને તે વાતની પૂર્ણ પ્રતીતિ કરાવે છે.

તે શાંતાત્મા મંદહાસ્ય કરતાં આ પ્રમાણે બોલ્યા—"ભદ્ર જે ત્રિકાલ જ્ઞાની મહાત્માએ તને આ શાંત પ્રદેશ બતાવ્યો છે, તે મહાત્માએ તારી ઉપર મોટો ઉપકાર કર્યો છે. એ વાત સત્ય છે. હું તારો પૂર્વ ભવનો સંબંધી છું. પૂર્વ ભવે તેં મારા કેટલાએક સાંસારિક ઉપકારો કરેલા છે. આપણે બંને ઘણાં વર્ષો સુધી સાથે રહેલા હતા. એક વખત ભારે દુકાલ પડવાથી આપણ બંનેનો વિયોગ થઇ આવ્યો, તે પછી એક પવિત્ર તીર્થમાં હું જઇ ચડયો. તે સ્થલે એક જૈન મહાત્માનો મને મેલાપ થયો. તેમના મુખનો ઉપદેશ સાંભલી મારા હૃદયમાં ઉપર અસર થઇ આવી અને તેથી હું કેટલાએક દિવસ સુધી તે મહાત્માની પાસે ધર્મશ્રવણ કરવા જવા લાગ્યો. છેવટે આખિ,

સંસાર તરફ મને વૈરાગ્ય ભાવ
વ્યાધિ અને ઉપાધિથી ભરેલા આ સંસાર તરફ મને વૈરાગ્ય ભાવ ઉત્પન્ન થયો વૈરાગ્યના આવેશથી મારા હૃદયમા ચારિત્ર ધર્મની ભાવના જાગ્રત થઇ આવી પછી તે મહાત્માની પાસે મેં ચારિત્ર ધર્મને અંગીકાર કર્યો, તે મહાનુભાવની કૃપાથી ચારિત્રને નિર્વાહ કરવાની યોગ્યતા મારામા પ્રાપ્ત થઇ અને યતિધર્મનુ શુદ્ધ સ્વરૂપ મારા સમજવામા આવી ગયુ એક વખતે હુ સ્વાધ્યાય ધ્યાન કરી આ જગતના અસ્થિર સ્વરૂપનો વિચાર કરતો હતો, તેવામા તુ મને યાદ આવી ગયો તારૂ સ્મરણ થવાથી મને વિચાર થયો કે, " મારા મિત્રની શી સ્થિતિ થઇ હશે! દુકાળના સમયમા તેનો વિયોગ થયા પછી એ મિત્રનો મને મેળાપ થયોજ નહીં એ અત્યારે કેવી સ્થિતિમા હશે, તેને કોઇએ ધર્મ પમાડયો હશે કે નહીં? તેનો સસારી આત્મા કેવા માર્ગમા દોરાઇ ગયો હશે? એ મિત્રે મને મારી પૂર્વ સ્થિતિના ઘણા ઉપકારો કરેલા છે, જો દૈવયોગે તેનો પુન મેળાપ થાય તો હુ તેને આર્હત ધર્મ પમાડુ અને તેના ઉપકારોનો બદલો વાળી આપુ" આ પ્રમાણે હુ ચિંતવન કરતો તેવામા જ્ઞાનના બળથી તારી બધી સ્થિતિ મારા જોવામા આવી આ સસારના મોહસાગરમા મગ્ન થયેલો તને જોયો તત્કાલ મે મારા ગુરૂને આ વાર્ત્તા જણાવી હતી પછી તે ગુરૂની આજ્ઞા લઇ મે તીર્થયાત્રા કરવા વિહાર કર્યો મારી સાથે કેટલાએક મુનિઓ હતા, પણ તેઓ અહીંથી થોડે દૂર આવેલા એક મનોહર ચૈત્યના દર્શન કરવાને ગયેલા છે 'તુ અહીં આવેલો છુ' એવુ જ્ઞાનથી જાણી હુ તે મુનિઓ પાસેથી જુદો પડી આ સ્થલે આવ્યો છુ ભદ્ર, તુ મને ઓળખે છે? હુ તારો એક પૂર્વ મિત્ર છુ

આ પ્રમાણે વૃત્તાન્ત સાભળી તે પુરૂષને વિશેષ આશ્ચર્ય થઇ આવ્યુ તે ચિરકાલ વિચારમા પડયો, તત્કાલ તેનામા સ્મરણ શક્તિ જાગ્રત થઇ, તે માનદાશ્ચર્ય થઇ ચરણમા વંદના કરી બોલ્યો— " મહાનુભાવ, આપ પોતે વીરભક્ત કે નહીં? " હા, હુ પોતેજ

વીરભક્ત છું. અત્યારે આનંદસૂરિ નામ ધારણ કરનાર એક ચારિત્ર-ધારી મુનિ થયો છું, પણ મારૂં પૂર્વ નામ તેજ છે.

મહાનુભાવ, ધન્ય છે, આપના આ ઉપકારી કૃત્યને. આપે મારો ઉદ્ધાર કરવાને માટે વિહાર કરી અહીં આવવા કૃપા કરી તેને માટે હું આપનો જેટલો ઉપકાર માનું, તેટલો થોડો છે. હવે કોઇ પણ યુક્તિથી મને મારા જીવનની આત્મિક ઉન્નતિનો મહા માર્ગ બતાવો. હું આ સંસારના મહા બંધનમાં બંધાયો છું. અંતરના ઉગ્ર શત્રુઓએ મને કેદ કરી લીધો છે. કષાયોના કોપાગ્નિમાં હું સપડાઈ ગયો છું. મોહરૂપી પ્રચંડ રાજાએ પોતાની વિકારો રૂપી સેનાથી મારા ધર્મનગરને લુંટી લીધું છે. મારી સ્થિતિ શૂન્યમય બની ગઇ છે, દશે દિશાઓમાં હું સર્વ સ્થલે શૂન્યતા જોઉં છું. મહારાજ, દિગમૂઢ થયેલા આ પામરને હવે શરણ આપી સુખી કરો. સાંસારિક ઉપાધિઓના બલથી હું આક્રાંત થઇ ગયો છું. અજ્ઞાનતાએ મને અંધ બનાવી દીધો છે, તેથી હું કલ્યાણનો માર્ગ જોઈ શકતો નથી. કૃપાનાથ, હવે મારો હાથ ઝાલો અને આ ભવાબ્ધિમાંથી મને ડુબતો ઉગારો. ”

તે પુરૂષના આ વચન સાંભળી મહા મુનિ આનંદસૂરિ બોલ્યા— “ ભદ્ર, તારી ભાવના ઉંચી છે, તે સાથે તારા હૃદયમાં ઉંચા વિચારોએ વાસ કર્યો છે, તેથી તારૂં કલ્યાણ સત્વર થઇ શકશે; પરંતુ તને કેવી રીતે બોધ થાય, તેવી કોઇ યુક્તિ શોધવાને માટે હું દીર્ઘ વિચાર કરૂં છું મને લાગે છે કે, તારામાં બુદ્ધિની તીક્ષ્ણતા ઓછી છે, માટે જેમ સુગમ પડે તેવો રસ્તો તને બતાવીશ, તે છતાં તને પુછું છું કે, ‘ તને કેવી રીતે સમજણ પડશે, તે માટે તારા વિચાર મારી આગલ પ્રગટ કર. ”

તે જિજ્ઞાસુ પુરૂષ ક્ષણવાર વિચાર કરીને બોલ્યો—“ ભદ્ર, ધર્મ અને તેના તત્ત્વો જાણવા, એ વાત મને બહુજ અશક્ય લાગે છે. એ તત્ત્વમય વિકટ માર્ગમાં પ્રવેશ કરવાની મારામાં બીલકુલ શક્તિ નથી.

છે કે, એક
તે સાથે મારામા બુદ્ધિના બળની એટલી બધી ન્યુનતા પડે છે જો
સામાન્ય વિષય સમજવાને પણ મને ઘણી મુશ્કેલી પડે છે; તો
આપ કૃપા કરી સ્હેલામા સ્હેલી રીતે મને યુક્તિ પુર્વક સમજાવશો
તો હુ સમજી શકીશ અને તેને બુદ્ધિથી ગ્રાહ્ય કરી શકીશ મહાનુ
ભાવ, જેમ માણુસ નીસરણી ઉપર અનુક્રમે ચડી મેહેલ ઉપર જઇ
શકે છે, તેમ મને એવો કોઇ યુક્તિ પુર્વક બોધ આપો કે જેથી હુ
અનુક્રમે તત્વબોધની નીસરણી ઉપર ચડી મોક્ષના મેહેલમા જઇ
પોહોચુ કોઇ પણ યુક્તિથી એ પદ્ધતીનો બોધ મને આપો તો' હુ
ધર્મ તત્વના ગહન વિષયમા પ્રવેશ કરી શકીશ "

તે પુરૂષના આ વચનો સાભળી આનદમુનિ હૃદયમા પ્રસન્ન થઇ
ગયા, અને તત્કાળ તે મહાત્માએ કાયોત્સર્ગ કરી ધ્યાન કર્યું, તેવામાઆ
ર્હત શાસનની પ્રભાવિક દેવીએ અદ્રશ્યપણે પ્રગટ થઇ તે મહાત્માને
જણાવ્યુ "ભદ્ર તમારા ધ્યાનથી હુ સતુષ્ટ થઇ છુ તમારા પુર્વ
મિત્રને બોધ આપવાને માટે હુ મારી શક્તિથી એવી યુક્તિ કરી
શકે જેથી તે સ્હેલાઇથી આર્હત ધર્મના તત્વ સ્વરૂપને સમજી શકશે
આ પવિત્ર પ્રદેશની વિશાળ ભુમિમા ફરજો એટલે એક ચૌદ
પગથીઆવાળી નીસરણી તમારા જોવામા આવશે, એ પગથીઆ
ઉપર એવી દિવ્ય રચના થશે કે, જેથી ચૌદ ગુણસ્થાનના ક્રમારોહ
ણનુ સ્વરૂપ તમને જણાઇ આવશે પછી તમે તમારી ઉપદેશામૃત
રૂપ વાણીથી સ્હેલી રીતે એ અલ્પ બુદ્ધિ આત્માને સમજાવજો એ તે
તે તરત સમજી જશે

આ પ્રમાણે કહી તે શાસનદેવી અદ્રશ્ય થઇ ગઇ શાસનદેવી
એ જે વાણી કહી તે ચેલા જિજ્ઞાસુ અને મુમુક્ષુ આત્માના સાભળ
વામા આવી ન હતી મહાત્મા આનદમુનિ શાસનદેવીની સૂચના ભરે
લી વાણી સાભળી હૃદયમા અત્યત પ્રસન્ન થઇ ગયા તત્કાળ તે મ
હાનુભાવ ગભીર સ્વરથી બોલ્યા — "ભદ્ર, તારી ઇચ્છા પૂર્ણ થાય તે
વી યોજના મને શાસન દેવતા તરફથી પ્રાપ્ત થઇ છે ચાલો, અહીથી

આપણે આગળ જઈએ. આ પવિત્ર પ્રદેશની અંદરજ તારો આત્મા પ્રબોધનો પ્રકાશ મેળવી શકશે."

આ પ્રમાણે કહ્યા પછી મહાત્મા આનંદસૂરિ તે જિજ્ઞાસુને લઈ તે પ્રદેશની આસપાસ ફરવા લાગ્યા, તેવામાં એક ગગન સુધી ઉંચી નીસરણી તેમના જોવામાં આવી. તેની સાથે ચૌદ પગથીઆઓ જડેલા હતા, અને દરેક પગથીઆની જુદી જુદી ચડીઆતી અપૂર્વ રચના કરેલી હતી. તેની આસપાસ જાણે કોટી ચંદ્ર ઉગ્યા હોય તેવો તેજોમય શીતળ પ્રકાશ પડી રહ્યો હતો. તે જોતાંજ જિજ્ઞાસુ અત્યંત સાનંદાશ્ચર્ય થઈ ગયો.





# પ્રથમ સોપાન.



રમણીય અને અલ્હાદક એવી તે સુંદર નીસરણી જોતા જ તે મુમુક્ષુનો આત્મા હૃદયમા આનંદિત થઈ ગયો. પ્રથમ તેણે તે નીસરણીના પેહેલા પગથીઆ ઉપર દૃષ્ટિ નાખી ત્યાં તે પગથીયું વિચિત્ર જાતનુ તેના જોવામા આવ્યુ. તે પગથીયુ એક હતુ છતા તેનામા બે ભાગ દેખાતા હતા. એક તરફનો ભાગ તદન શ્યામ રંગનો હતો, અને બીજો ભાગ તેનાથી જરા અંછો ઉજલો હતો. તેની બંને બાજુ બે કોર ધારદાર પંક્તિઓ આવેલી હતી, અને તેની મધ્યે એક કાચનો તેજસ્વી પ્યાલો જડેલો હતો અને તેની અંદર એક પ્રવાહી પદાર્થ દેખાતો હતો.

તે પગથીઆની આવી રચના જોઇ તે જિજ્ઞાસુ જીવે પ્રશ્ન કર્યો— "હે ઉપગારી મહાત્મા ! આ નીસરણીનુ પેહેલુ પગથીયુ આવુ વિચિત્ર કેમ હશે ? જો તે ઉપરથી કાંઇ પણ સમજવાનુ હોય તો કૃપા કરી જણાવો."

આનંદસૂરિ વિનોદ પામીને બોલ્યા—"ભદ્ર ! આ નીસરણી એ મોક્ષપદ સોપાનના નામથી ઓલખાય છે. તેના જે આ ચૌદ પગથીઆ છે, તે આર્હત ધર્મના પ્રવચનમા કહેલા ચૌદ ગુણસ્થાનોને દર્શાવે છે. આત્મા અનુક્રમે તે પગથીઆ ઉપર ચડી મોક્ષપદરૂપ મહાન્ મહેલમા પોહોચે છે. અનુક્રમે આત્માને જેમ જેમ ચડતા ચડતા ગુણો પ્રાપ્ત થાય તેમ તેમ તે ઉચ્ચ સ્થિતિમા આવતો જાય છે,

અને છેવટે આત્મિક ઉચ્ચ ગુણો પ્રાપ્ત કરી તે મોક્ષપદનો સાથી બને છે.

ભદ્ર ! જે આ સુંદર નીસરણીનું પહેલું પગથીયું છે, તે મિથ્યાત્વના નામથી ઓલખાય છે, એને સમર્થ આર્હત વિદ્વાનો પ્રથમ ગુણસ્થાન કહે છે. તેના જે બે ભાગ પડેલા દેખાય છે, તે મિથ્યાત્વના બે પ્રકાર સૂચવે છે. એટલે વ્યક્ત અને અવ્યક્ત એવા મિથ્યાત્વના બે ભેદ છે, જે જરા આછા શ્યામ વર્ણનો ભાગ છે, તે વ્યકત મિથ્યાત્વ છે, અને જે ઘાટા શ્યામ વર્ણનો ભાગ છે, તે અવ્યકત મિથ્યાત્વ છે. જે મનુષ્ય કુદેવને દેવ તરીકે કુગુરૂને ગુરૂ તરીકે અને કુધર્મનેધર્મ તરીકે માને,તેમજ ઉપલક્ષણથી જીવાદિ નવ તત્વોમાં જીવની શ્રદ્ધાનો અભાવ, જિનોક્ત તત્વથી વિપરીત પ્રરૂપણા, જિનોક્ત તત્વ સ્વરૂપમાં સંશય, જિનોકત તત્વમાં દુષણનો આરોપ તે વ્યકત મિથ્યાત્વ કહેવાય છે, અને જે મોહ કે અજ્ઞાન તુલ્ય હોય તે અવ્યકત [1]મિથ્યાત્વ કહેવાય છે. વ્યકત મિથ્યાત્વના કરતાં તે હલકું ( ઉતરતું ) હોવાથી તેનામાં શ્યામતાનો રંગ વિશેષ ઘાટો દેખાય છે.

મુમુક્ષુએ પ્રશ્ન કર્યો—" મહાનુભાવ ! જ્યારે મિથ્યાત્વ આવું નઠારૂં છે, તો તેને ગુણસ્થાનમાં શામાટે ગણેલું હશે ? અને તે કેવા જીવોને લાગુ પડે છે ? "

**આનંદમુનિ**—" ભદ્ર ! અનાદિકાલથી એકેંદ્રિય જીવોને અવ્યકત મિથ્યાત્વ તો રહેલુંજ હોય છે. જ્યારે તે જીવ નિગોદમાંથી નીકળી વ્યવહાર રાશિમાં આવે છે, ત્યારે તેને વ્યકત મિથ્યાત્વ લાગુ પડે છે. અવ્યક્ત મિથ્યાત્વ કે જે હલકું છે, તેમાંથી વ્યકત મિથ્યાત્વમાં આવવું થાય છે (વ્યક્ત મિથ્યાત્વની બુદ્ધિની જે પ્રાપ્તિ થવી), એટલો આત્માને ગુણ થાયછે, તેથી તેને ગુણસ્થાન કહેવામાં આવ્યું છે. તેમાં વ્યકત મિથ્યાત્વ સંજ્ઞી પંચેંદ્રિય જીવોનેજ લાગુ પડે છે.

---

૧ મિથ્યાત્વ પાંચ પ્રકારના છે તેમાં અનાભોગિક મિથ્યાત્વ અવ્યક્ત છે અને બાકીના ચાર વ્યક્ત છે.

મુમુક્ષુના હૃદયમા પાછી બીજી શકા ઉત્પન્ન થઇ આવી તેણે વિનીત વાણીથી જણાવ્યુ, "ભગવન્, આપના કહેવા પ્રમાણે તો સર્વ જીવો મિથ્યાત્વ ગુણ સ્થાન વર્ત્તી ઠરે છે, તો પછી એમ શામાટે કહેવુ કે, જેમને વ્યક્ત મિથ્યાત્વ ફરસેલ છે, તેમનેજ મિથ્યાત્વ ગુણ સ્થાન છે.

આનદ મુનિ વિચાર કરીને બોલ્યા—"ભાઇ, તારી શકા યુક્ત છે, પરતુ તેમા એટલો વિચાર કરવાનો છે કે, જે એકવાર વ્યક્ત મિથ્યાત્વનો સ્પર્શ થયો અને તે પછી ફરીવાર નિગોદમા જાય તો તેને અવ્યક્ત મિથ્યાત્વ પ્રાપ્ત થાય તોપણ તેને મિથ્યાત્વ ગુણ સ્થાન હોય છે, પરતુ જે કદિ પણ વ્યવહાર રાશિમા આવે નહીં, તો તે વ્યક્ત મિથ્યાત્વને ફરસતા નથી, તેમને ગુણ સ્થાન હોતુ નથી

ભદ્ર, જે આ પહેલા પગથીઆ ઉપર પ્રવાહી પદાર્થવાળો પ્યાલો દેખાય છે, તે મિથ્યાત્વ ગુણ સ્થાનનુ દૃષણ સૂચવે છે જેમ મદિરાના મોહથી મનુષ્ય હિતાહિત જાણતો નથી, તેમ મિથ્યાત્વથી મોહિત થયેલો જીવ ધર્મ તથા અધર્મને જાણતો નથી તે પગથીઆની બને બાજુ જે બે કોરણીદાર પક્તિઓ છે, તે ઉપરથી એવી સૂચના થાય છે કે, આ જગત્મા બે પ્રકારના જીવરાશિ શ્રેણીબધ રહેલા છે તેમા એક ભવ્ય જીવ રાશિ અને બીજો અભવ્ય જીવ રાશિ તે બને રાશિ ઉપરથી મિથ્યાત્વ ગુણ સ્થાનની સ્થિતિ કહી શકાય છે અભવ્ય જીવ રાશિને આશ્રીને મિથ્યાત્વની સ્થિતિ અનાદિ અનત છે, અને ભવ્ય જીવ રાશિને આશ્રીને મિથ્યાત્વની સ્થિતિ અનાદિ સાત છે

હે મુમુક્ષુ, આ નીસરણીના પહેલા પગથીઆની સ્થિતિ વિષે મે જે તને જણાવ્યુ છે, તે તારા હૃદયમા ધારી રાખજે અને તે વિષે મનન કરી તારા હૃદયમા નિશ્ચય કરજે કે, "યાવજ્જીવિત મિથ્યાત્વનો ત્યાગ કરવો." મિથ્યાત્વ એ આ જગતમા મહા વિષ છે એ વિષના યોગથી અનત આત્માઓ અનતવાર દુખ સાગરમા મગ્ન થયા

છે અને થાય છે. મિથ્યાત્વરૂપી વિષ વૃક્ષના કટુફળ એટલા બધા વિપરીત છે કે તેનાથી વિવિધ જાતની તિર્યંચ તથા નારકીની ભારે વેદનાઓ વેદવી પડે છે. તેથી આ મોક્ષપદ સોપાનની નિસરણીને પહેલે પગથીએથી આગળ જવું જોઇએ.

મહાત્મા આનંદ મુનિના આ વચન સાંભળી તે મુમુક્ષુ કંપાયમાન થઈ ગયો. તેણે નમ્રતાથી મુનિવરને જણાવ્યું, "મહાનુભાવ, આપના કહેવાથી મિથ્યાત્વ રૂપ પ્રથમ ગુણ સ્થાનનું સ્વરૂપ મારા સમજવામાં આવી ગયું છે. મારો આત્મા એ સ્થિતિમાંથી ઉપર આવવાની ઉત્તમ ભાવના ભાવે છે શ્રી વીર પરમાત્મા મારી એ ભાવનાને સફળ કરાવો.





# દ્વિતીય સોપાન

## ( સાસ્વાદન. )





મોક્ષસોપાનની નીસરણીનુ પહેલુ મિથ્યાત્વ ગુણ સ્થાનરૂપ પગથીઆનુ સ્વરૂપ સમજવાથી હૃદયમા ખુશી થતો મુમુક્ષુ અંજલિ જોડી બોલ્યો—કૃપાળુ સ્વામી, આપે યુક્તિ પૂર્વક જે મને મિથ્યાત્વનું સ્વરૂપ પ્રત્યક્ષ રીતે બતાવ્યુ, તેથી મારા હૃદયમા ઉત્તમ પ્રકારનો પ્રકાશ પડયો છે હવે કૃપા કરી તેની ઉપર રહેલા બીજા પગથીઆનુ સ્વરૂપ બતાવો ”

મુમુક્ષુની આવી પ્રાર્થના સાભળી તે મહાનુભાવ આનદ પૂર્વક બોલ્યા— ભદ્ર, એ નિસરણીના બીજા પગથીઆ ઉપર દૃષ્ટિ કર અને તેની અદર જે જે રચના રચેલી છે, તેનુ સૂક્ષ્મતાથી અવલોકન કર તે પગથીઆની બને બાજુ બે તારાઓ ચળકે છે તેની બને બાજુ એક વેલ કરવામા આવી છે, તેની અદર કરમાઇ ગયેલા સોળ પુષ્પો ચીતરવામા આવ્યા છે, અને તેની બાજુમા જાણે ત્રણ ઢગલાઓ પડયા હોય તેવો દેખાવ થાય છે ભદ્ર, આ પગથીઆની રચના ઉપર-થી આત્માને ઉચુ આરોહણ કરવાના બીજા ગુણના સ્થાનનો પૂર્ણ બોધ પ્રાપ્ત થાય છે એ બીજુ પગથીયુ તે **સાસ્વાદન** નામે ગુણ સ્થાન છે તેનુ લક્ષણ એક દ્રષ્ટાંતે કરીને કહુ તે સાભળ। કોઇ પુરૂષ ક્ષીર ખાડનુ ભોજન જમ્યો અને ત્યાર પછી તેણે વમન કર્યું. તે પ

છી કોઇ બીજા પુરૂષે તેને પુછ્યું કે, શું તમોને ભોજનનો કાંઇ સ્વાદ રહ્યો ? જમનાર કહે કે, થોડો સ્વાદ રહ્યો. જેથી સ્વાદ જે રહ્યો હોય તે સમકિત અને વમ્યો તે સમાન મિથ્યાત્વ આ ગુણ સ્થાને જીવને કહેવાય છે. જ્યારે જીવને ઉપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત થાય ત્યારે તે જીવ આ ગુણસ્થાનનો અધિકારી થઇ શકે છે. મુમુક્ષુએ ઇંતેજારીથી પ્રશ્ન કર્યો. " મહાનુભાવ, ઉપશમ સમ્યક્ત્વ કોને કહેવાય ? એ મારા સમજવામાં આવતું નથી. તે કૃપા કરી સમજાવો.

આનંદ મુનિ પ્રસન્ન થઇને બોલ્યા. " ભદ્ર, જીવમાં અનાદિ કાળથી મિથ્યાત્વ કર્મ રહેલ છે. તે મિથ્યાત્વ કર્મની જ્યારે શાંતિ થાય છે, ત્યારે ગ્રથિભેદ કરણના કાલ પછી જીવને ઉપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે. આ ઉપશમ સમ્યક્ત્વનું સામાન્ય સ્વરૂપ છે. હવે તેનું વિશેષ સ્વરૂપ સાંભલ. એ ઉપશમ સમ્યક્ત્વ **અંતર કરણ ઉપશમ સમ્યક્ત્વ** અને **સ્વશ્રેણીગત ( ઉપશમશ્રેણીગત ) ઉપશમ સમ્યક્ત્વ** એવા બે પ્રકારનું છે. ભદ્ર, અપૂર્વ કરણ કરી જેણે ગ્રથિ ભેદ કર્યો છે, તે મિથ્યાત્વ કર્મના પુદ્‌ગલની રાશિના ત્રણ પુંજ કરે છે. એટલે ત્રણ ઢગલા પાડે છે. તે ૧ **શુદ્ધ** ૨ **અર્ધશુદ્ધ** અને ૩ **અશુદ્ધ** એવા નામથી ઓલખાય છે. તેમાં જે શુદ્ધ પુંજ છે તે સમ્યક્ત્વ મોહનીય છે. જે બીજો અર્ધ શુદ્ધ પુંજ છે તે મિશ્રમોહનીય છે અને જે અશુદ્ધ પુંજ છે તે મિથ્યાત્વ મોહનીય છે.

આ પ્રસંગે મુમુક્ષુએ પ્રશ્ન કર્યો—"મહાનુભાવ, અપૂર્વ કરણ શી વસ્તુ છે ? તે મારા સમજવામાં આવ્યું નથી, માટે કૃપા કરી તે વિષે મને સ્પષ્ટતાથી સમજાવો અને તે સાથેજ સમ્યક્ત્વ મોહનીયનું સ્વરૂપ ઘટાવી આપો. "

મહાત્મા આનંદ સુરિ બોલ્યા–"ભદ્ર, લક્ષ દઇને શ્રવણ કર. આર્હત શાસ્ત્રમાં કર્મના પુદ્‌ગલોને શોધવાને માટે ત્રણ કરણ કહેલા છે. તેઓ **યથા પ્રવૃત્તિ કરણ, અપૂર્વ કરણ** અને **અનિવૃત્તિકરણ** એવા નામથી ઓળખાય છે. અપૂર્વ કરણ પણ તે માંહેલું એક કરણ

છે તે સમ્યક્ત્વ મોહનીયની સાથે કેવી રીતે ઘટે છે? તેનુ ધ્યાન દઈને શ્રવણ કર મદન કોદ્રવા એક ખાવાની વસ્તુ છે, તે ખાવાથી માણુસને મીણો ચડી આવે છે, જો તે કોદરાને ખાડી તેના ફોતરા ઉતારી છાણુ પાણી દઈ શુદ્ધ કરવામા આવે અને તે પછી તે ખાવામા આવે તો તેથી કરીને ખાનાર માણુસને મીણો ચડતો નથી તેવી રીતે જીવને વિકલ કરનારા તેમજ જેથી સ દેહ, વિપર્યય અને મૂઢતાથી જીવ તત્ત્વની પરીક્ષા ન કરી શકે તેવા મિથ્યાત્વના દલિયા છે, તેને યથા પ્રવૃત્તિકરણ, અપૂર્વ કરણ અને અનિવૃત્તિકરણ એ ત્રણ કરણના પ્રયોગથી શોધતા તે દલીયાનો માત્ર એક ઠાણીયો રસ રહે, જેથી જીવતત્ત્વની પરીક્ષા કરવામા મુઝાવાતુ નથી, પર તુ આત્મસ્વભાવ રૂપ ઔપશમિક તેમજ ક્ષાયિક સમ્યક્ત્વ તેને ઉદયમા ન હોય અને સૂક્ષ્મ પદાર્થને વિષે દેશ શકાયે મેલ ઉપજાવે છે, તેવા શુદ્ધ દલીયાનુ (પુજનુ) નામ સમ્યક્ત્વ મોહનીય છે જે મિથ્યાત્વના દલીયા અર્ધા ખાડેલા મદન કોદ્રવાની પેઠે અર્ધ શુદ્ધ હોય, તેથી કરીને એકત્ર રસ ન થતા બેઠાણીઓ રસ રહે અને તેમ થવાથી જીવને તત્ત્વરૂચિ થતી નથી, તેમ અતત્ત્વ રૂચિ પણ થતી નથી, એવી મિશ્ર રૂચિ જેનાથી ઉત્પન્ન થાય છે, તેથી તે મિશ્ર મોહનીય કર્મ કહેવાય છે જે અશુદ્ધ મિથ્યાત્વના દલીયાનો પુ જ જેવો બાધ્યો હતો તેવોજ ચોઠાણીયો, ત્રણ ઠાણીઓ તેમજ બેઠાણીઓ અનુપહત સર્વ ઘાતી રસ યુક્ત કર્મમલ જેમા રહેલ છે, એવા મિથ્યાત્વ કર્મના દલીયા કે જે ફોતરાવાલા ખાડ્યા વગરના મદન કોદ્રવાની જેમ મીણો ચડાવનારા એટલે ઉન્માદ ઉત્પન્ન કરનારા હોવાથી તે તત્ત્વની શ્રદ્ધામા વિપર્યાસ કરી દે છે, તેથી તે દલીયાના પુ જનુ નામ મિથ્યાત્વ મોહનીય કહેવાય છે

ભદ્ર, આ પ્રમાણે એ ત્રણ પુ જ જે જીવ કરે નહીં પર તુ જે ઉદય આવેલા મિથ્યાત્વનો ક્ષય કરે, અને ઉદય ન આવેલા મિથ્યાત્વને ઉપશમાવે છે એવા અ તમુહૂર્ત કાલ સુધી સર્વથા મિથ્યાત્વના

અવેદક જીવને અંતર કરણમાં ઔપશમિક સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે, આ તેનો પ્રથમ ભેદ છે. અને જે ઉપશમ શ્રેણીને પ્રાપ્ત થયેલ છે, તેને મિથ્યાત્વ અનંતાનુબંધીનો ઉપશમ થતાં સ્વશ્રેણિગત ઉપશમ સમ્યક્ત્વ ઉત્પન્ન થાય છે. તે તેનો બીજો ભેદ છે. એ બંને પ્રકારનું ઉપશમ સમ્યક્ત્વ આ બીજા પગથીઆ રૂપ સાસ્વાદન ગુણસ્થાનને ઉત્પન્ન કરવામાં કારણભુત છે. અને તે પાંચ વાર આવે છે. ભદ્ર, આ બીજા પગથીઆ ઉપર જે બે તારાઓ ચળકે છે, તે ઉપશમ સમ્યક્ત્વના બે ભેદને સૂચવે છે. વળી તેની આસપાસ કરમાઈ ગયેલા જે સોળ પુષ્પો ચીતરેલા છે, તે એ પગથીઆ ઉપર વર્ત્તનારા આત્માને કર્મની સોળ પ્રકૃતિઓને સુચવે છે. જ્યારે જીવ એ સાસ્વાદન ગુણસ્થાનરૂપ બીજા પગથીઆ ઉપર આવે છે, ત્યારે તેની સોળ પ્રકૃતિના બંધનો વ્યવચ્છેદ થઇ જાય છે. જે તે પુષ્પોને કરમાઇ ગયેલા દર્શાવ્યા છે, તે પ્રકૃતિના બંધના વ્યવચ્છેદનું સુચન કરેલું છે.

મુમુક્ષુએ પ્રશ્ન કર્યો—"મહાનુભાવ, તે સોળ પ્રકૃતિ કઇ છે? તે કૃપા કરી સમજાવો.

આનંદમુનિ બોલ્યા—" ભદ્ર, તે સોળ પ્રકૃતિઓ નીચે મુજબ છે. તેઓના અનુક્રમે નામ કહું, તે સાંભળ—૧ મિથ્યાત્વ, ૪ ત્રણ નરક, ૮ એકેંદ્રિય વિગેરે ચાર જાતિ, ૯ આતપનામ, ૧૦ સ્થાવર નામ, ૧૧ સૂક્ષ્મનામ, ૧૨ અપર્યાપ્તિ નામ, ૧૩ સાધારણ નામ, ૧૪ હુંડક સંસ્થાન, ૧૫ સેવાર્ત્ત સંહનન, અને ૧૬ નપુંસકવેદ આ સોળ પ્રકૃતિઓ સાસ્વાદન ગુણસ્થાનમાં વર્ત્તનારા જીવને રહેતી નથી. તે શિવાય બાકીની એકસો એક પ્રકૃતિનો તે બધ કરે છે, તથા સૂક્ષ્મત્રિક, આતપ, મિથ્યાત્વોદય, નરકાનુપુર્વી આ છ પ્રકૃતિનો ઉદય વ્યવચ્છેદ હોવાથી ૧૧૧ પ્રકૃતિ વેદે છે, તથા તીર્થંકર નામની સત્તા વિના ૧૪૭ પ્રકૃતિની તેમાં સત્તા છે. મુમુક્ષુએ અંજલિ જોડી પુછયું "મહાનુભાવ, એ પગથીઆ ઉપર જીવ કેટલો વખત રહે છે તે કૃપા કરી સમજાવો."

આનંદસૂરિ બોલ્યા "ભદ્ર, જેને ઉપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત થયેલ છે, એવો જીવ શાંત થઇ ગયેલા અનંતાનુબંધી ચારે કષાયો માંથી એક કષાય ઉદય પામતાં તે જીવ ઉપશમરૂપ પર્વતના શિખર ઉપરથી પડે છે, તે મિથ્યાત્વ રૂપ જમીન સુધી પોહોંચ્યો ન હોય ત્યાં સુધી એક સમયથી લઇને છ આવલિકા સુધી તે સારવાદન ગુણસ્થાન રૂપ બીજા પગથીઆમાં રહેલો ગણાય છે મહાનુભાવ આનંદ સૂરિના આ વચનો સાંભળી મુમુક્ષુ ઘણોજ આનંદિત થઇ ગયો, તેના હૃદયની એક શંકા તદ્દન નષ્ટ થઈ ગઇ પણ તે સાથે બીજી શંકા ઉત્પન્ન થઈ આવતાં તે વિનીત ભાવે બોલ્યો —"મહાનુભાવ, આપે મને તે બીજા સાસ્વાદન ગુણસ્થાનનું સ્વરૂપ સમજાવ્યું, તેથી મને લાભ તો ઘણો થયો પણ તે સાથે મારા હૃદયમાં એક બીજી શંકાએ સ્થાન કર્યું છે તો કૃપા કરી તે શંકાને દૂર કરી દ્યો '

વાચકે આનંદ પૂર્વક કહ્યું, "ભદ્ર, ખુશીથી તારી શંકા પ્રગટ કર હું યથાશક્તિ તેને દૂર કરીશ "

મુમુક્ષુએ જણાવ્યું, મહારાજ, પહેલા પગથીઆથી બીજે પગથીએ ચડવામાં ગુણસ્થાનની સાર્થકતા છે, પરંતુ અહિં એક શંકા ઉત્પન્ન થાય છે કે સમ્યક્ત્વથી પડનાર સારવાદનને ગુણસ્થાન શી રીતે કહી શકાય? કારણકે, એ સ્થાનમાં તો જીવનું સમ્યક્ત્વથી પતન થાય છે "

મુનિવર પ્રસન્ન થઇને બોલ્યા—' ભદ્ર, એ તારી શંકાને જરા પણ સ્થાન મલે તેમ નથી કારણકે, પહેલા મિથ્યાત્વ ગુણ સ્થાનની અપેક્ષાએ સારવાદન ઉંચે આરોહણ કરાવનાર છે, વળી જે મિથ્યાત્વ છે તે અભવ્ય જીવોને પણ થાય છે અને આ સારવાદન ગુણ સ્થાન તો ભવ્ય જીવોનેજ થઇ શકે છે, તેમજ ભવ્ય જીવોમાં પણ જેઓને આ સંસાર અર્ધ પુદ્ગળ પરાવર્ત્તન જેટલો બાકી રહ્યો હોય તેઓને જ આ બીજું ગુણસ્થાન થાય છે તેથી આ બીજું પગથીયું જે સાસ્વાદન છે તે ગુણસ્થાનની કોટીમાં આવી શકે છે

મહાત્મા આનંદમુનિના આ વચનો સાંભળી મુમુક્ષુ નિઃસંદેહ થઈ ગયો. તેની અલ્પમતિનો વિસ્તાર થવા લાગ્યો. થોડા સમય પહેલા જેવો તે તદ્દન અજ્ઞાત હતો, તે આ બે ગુણસ્થાનોનું સ્વરૂપ સમજવાથી સારી રીતે જ્ઞાત થઈ ગયો. તેના હૃદયમાં ઉચ્ચ ભાવનાને અવકાશ મલવા લાગ્યો. તે જાણે ઇચ્છિત વસ્તુને પ્રાપ્ત થયો હોય તેમ અતિ આનંદ પ્રાપ્ત કરી તેણે મહાત્મા આનંદવિજયના ચરણકમળમાં વંદના કરી. અને હૃદયમાં તે ઉચ્ચ ભાવના ભાવવા લાગ્યો. જે ભાવનાઓ તેના પવિત્ર આત્માને આર્હત તત્ત્વજ્ઞાનની ઉચ્ચ ભૂમિકામાં લઈ જવાને સહાયભૂત થવાની છે.





# તૃતીય સોપાન

## ( મિશ્રગુણ સ્થાન. )



મિશ્રાસ્વાદન ગુણસ્થાનનુ સ્વરૂપ સમજ્યા પછી મુમુક્ષુના વિચારમા કેટલોએક વિશેષ પ્રકાશ પડયો હતો, તેથી વિશેષ આનંદિત થઈ તેણે મહાત્મા આનદમુનિના ચરણમા વદના કરી અને તે અજલિ જોડીને બોલ્યો "મહાનુભાવ, આ નીસરણી ઉપરથી તેવો કોઈ વિશેષ બોધ આપો, જેથી મારા જ્ઞાનમા વિશેષ વૃદ્ધિ થાય"

આનદમુનિ ઉત્સાહિત થઈ બોલ્યા—"ભદ્ર, જો, એ નીસરણીના ત્રીજા પગથીઆ ઉપર નજર કર અને સૂક્ષ્મ રીતે તેનુ અવલોકન કર તે પગથીઆની અંદર જે કાંઈ રચના દેખાય છે, તે તને વિશેષ બોધનીય થઈ પડશે. તે પગથીઆની કોર ઉપર બે વર્ણ મિશ્ર થયેલા દેખાય છે, તેની પાસે એક ચચળતાવાળો તેજસ્વી તારો દેખાય છે અને તેના કિરણો ઉર્ધ્વગતિમા પડતા માલુમ પડે છે અને તેની બને બાજુ પચવીશ શાખા પ્રશાખા વાદળાઓ પડેલા દેખાયછે આ તેની રચના અનેક જાતની સૂચનાઓથી ભરેલી છે, જે સૂચનાઓ તારા જાણવામા આવવાથી તને અનહદ આનદ પ્રાપ્ત થશે અને તારો જ્ઞાનરૂપી સૂર્ય ઉદયગિરિની ઉપર વધતો ચડશે."

મુમુક્ષુ, એ દેખાવ ક્ષણવાર જોઈ રહ્યો તે પગથીઆ ઉપર દેખાતી રચના નીરખી તેણે અનેક જાતના તર્કવિતર્ક કરવા માડયા, પણ તેની ગઢ સૂચનાનુ સ્વરૂપ તેના સમજવામા આવ્યુ નહીં, એટ-

લે તે વિનીત વાણીથી બોલ્યો "મહાનુભાવ, એ ચમત્કારી દેખાવનો મેં ઘણો વિચાર કર્યો, તોપણ તે સૂચનાનો એક અંશ પણ મારા જાણવામાં આવી શકયો નથી. મારી અલ્પમતિમાં આ ગંભીર અર્થથી ભરપુર એવી યોજના ઉતરી શકતી નથી તેથી કૃપા કરી મને એ ગુપ્ત સૂચનાઓ સમજાવો."

વીરપ્રભુના પરમ ભકત અને વીરવાણીના રસના રસિક એવા મહાત્મા આનંદમુનિ શાંત સ્વરથી બોલ્યા—"ભદ્ર, એક ચિત્તે સાંભળ—આ ત્રીજું પગથીયું છે, તેને આર્હતમહેશ્વરો **મિશ્રગુણ** સ્થાનક કહે છે અને જૈન પ્રજા તેને પ્રાકૃત ભાષામાં ત્રીજા ગુણ ઠાણાના નામથી ઓળખે છે.

ભદ્ર, આ પગથીઆની કોર ઉપર જે બે વર્ણ મિશ્ર થએલા દેખાય છે, તે ઉપરથી એવી સૂચના થાય છે કે, એ ગુણસ્થાનમાં સમ્યક્ત્વ અને મિથ્યાત્વ એ બંને મિશ્ર થઈને રહેલા છે. જ્યારે જીવ સમ્યક્ત્વ અને મિથ્યાત્વ બંનેના એકત્ર મળવાથી મિશ્ર ભાવમાં વર્તે છે, તેથીજ આ મિશ્ર [1]ગુણસ્થાન કહેવાય છે. એ ભાવાર્થ આ પગથીઆના મિશ્ર રંગથી સ્પષ્ટ થાય છે.

મુમુક્ષુએ પ્રશ્ન કર્યો—"મહાત્મન્! એ કેવી રીતે મિશ્ર ભાવ થાય ? તે દૃષ્ટાંત આપી સમજાવો."

આનંદસૂરિ બોલ્યા—"ભદ્ર, બંનેના મેલાપનું એક જાત્યંતર રૂપ તે **મિશ્રભાવ** કહેવાય છે. તે ઉપર ખચ્ચર અને શીખંડનું દૃષ્ટાંત છે. ઘોડી અને ગધેડાના સંયોગથી જેમ ખચ્ચર ઉત્પન્ન થાય છે અને સાકર અને દહીંના મેલાપથી જેમ શીખંડ થાય છે, તે બંને ખચ્ચર અને શીખંડ એ જાત્યંતર રૂપ છે, તેમ જીવને સર્વજ્ઞ તેમજ અસર્વજ્ઞ એ બંનેના કહેલા ધર્મોમાં સમબુદ્ધિથી એકસરખી શ્રદ્ધા ઉત્પન્ન થવી તે જાત્યંતરભેદાત્મક હોવાથી મિશ્રગુણસ્થાન છે. આ પ્રમાણે એ ત્રીજા ગુણસ્થાનમાં મિશ્રભાવ રહેલો છે.

---

૧ દર્શન મોહનીય પ્રકૃતિ રૂપ મિશ્ર મોહનીય કર્મના ઉદયથી જીવ વિષયે જે સમકાળ, સમરૂપે સમ્યક્ત્વ મિથ્યાત્વના મળવાથી અંતર્મૂહુર્ત સુધી મિશ્રિત ભાવ તે મિશ્ર ગુણસ્થાન કહેવાય છે.

મુમુક્ષુએ આનંદથી જણાવ્યું, "ભગવન્ આપે આપેલા દૃષ્ટાંત ઉપરથી મિશ્રગુણસ્થાનનું સ્વરૂપ મારા સમજવામાં આવ્યું છે હવે જે આ ચંચળતાવાળો તેજસ્વી તારો દેખાય છે તે શું છે? તે કૃપા કરી જણાવો "

મહાત્મા ઉંચે સ્વરે બોલ્યા—' ભદ્ર, આ ગુણસ્થાન પર આવેલો જીવ મૃત્યુ પામતો નથી એ વાત આ ચળકતો તારો જણાવે છે આ ચળકતો તારો એ ચેતન છે, અને તેના કિરણો જે ઉર્ધ્વ ગતિમાં પડતા દેખાય છે, તે તેની પરભવની ગતિ સૂચવે છે

ભદ્ર, આ ઉપરથી સમજવાનું છે કે, જ્યારે જીવ આ મિશ્રગુણસ્થાનરૂપ ત્રીજા પગથીઆ ઉપર હોય છે, ત્યારે તે પર ભવના આયુષ્યનો બંધ કરતો નથી તેમ મૃત્યુ પણ પામતો નથી

મુમુક્ષુએ વચ્ચે પ્રશ્ન કર્યો મહાનુભાવ, આપે કહ્યું કે, ત્રીજા મિશ્રગુણસ્થાનમાં જીવ મરતો નથી, તો તે ક્યાં મરતો હશે? અને તેની સાથે પરભવમાં આ ગુણસ્થાન જાય છે કે કેમ? અને જાય છે તો કેવી રીતે જાય છે, એકલું જાય છે કે બીજું કાંઇ હોય છે?"

ભગવાન્ ઉત્સાહ પૂર્વક બોલ્યા—"ભદ્ર, તે મિશ્રગુણસ્થાનમાં જીવ મરતો પણ નથી ક્યાંતો સમ્યગ્દૃષ્ટિ થઈ સમ્યગ્દૃષ્ટિ ગુણ સ્થાનમાં મરે છે, અથવા તો કુદૃષ્ટિ થઇ પાછો મિથ્યાત્વ ગુણસ્થાનમાં જઈને મૃત્યુ પામે છે એ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાન ચોથું પગથીયું છે, જેને માટે હું તને પછી સમજાવીશ એ મૃત્યુ પામેલા જીવની સાથે મિથ્યાત્વ, સાસ્વાદન અને અવિરતિ સમ્યગ્દૃષ્ટિ—આ ત્રણ ગુણ સ્થાનોજ સાથે જાય છે બાકીના કોઇ જતા નથી વળી જે જીવોએ મિથ્યાત્વાદિ ગુણસ્થાનોમાં પુર્વે આયુષ્ય બાંધેલ છે, પછી તેમને જો મિશ્રગુણ સ્થાન પ્રાપ્ત થાય તો જ્યારે તેઓ મૃત્યુ પામે, ત્યારે જે ગુણસ્થાનમાં તેમણે આયુષ્ય બાંધેલ હોય, તે ગુણસ્થાનમાં જઇને તેઓ મૃત્યુ પામે છે અને તેઓની ગતિ પણ મૃત્યુ પામેલાના ગુણસ્થાનકને અનુસારે થાય છે

મુમુક્ષુ પ્રસન્ન થઇને બોલ્યો—"ભગવન્, આપની આ વાણી

એ મારા હૃદયને ઘણે ભાગે નિઃશંક કરી દીધું છે. માત્ર આ વિષે હવે એક શંકા બાકી રહી છે, તે કૃપા કરી દૂર કરો.

આનંદ મુનિએ કહ્યું, "ભદ્ર. તારી શંકા ખુશીથી પ્રગટ કર. જેનો સ્વભાવ શંકાઓને દૂર કરવાનો હોય છે, તે પ્રાણી તત્ત્વનો શોધક બને છે.

મુમુક્ષુએ પુછયું. "મહારાજ આપે પ્રથમ કહ્યું હતું કે, આ પગથીઆ ઉપર જે પચવીશ ઝાંખા ઝાંખા ચાંદલાઓ દેખાય છે, તે ઉપરથી ઉત્તમ પ્રકારની સૂચના થાય છે. તો એ કેવી જાતની સૂચના છે? તે કૃપા કરી સમજાવો."

આનંદસૂરિ ખુશી થઇને બોલ્યા—"ભદ્ર, એ તારો પ્રશ્ન યથાર્થ છે, આ પચવીશ ઝાંખા ચાંદલાઓ ઉપરથી ઉત્તમ જાતની સૂચના થાય છે. આ ત્રીજા મિશ્ર ગુણસ્થાનકની અંદર આવેલા જીવને પચવીશ પ્રકૃતિઓનો બંધ—વ્યવચ્છેદ થાયછે. એ સૂચના પચવીશ ચાંદલાઓ આપે છે."

મુમુક્ષુએ ઇંતેજારીથી પુછયું, મહાત્મન્ એ પચવીશ પ્રકૃતિઓના નામ કહો, કે જેથી મને હૃદયમાં સારો બોધ થાય."

આનંદસૂરિ બોલ્યા—"ભદ્ર. સાંભળ ૧ તિર્યંચની ગતિ. ૨ તિર્યંચનું આયુષ્ય, ૩ તિર્યંચની આનુપૂર્વી ૪-૫-૬ ત્રણ સ્ત્યાનર્દ્ધિ; ૭ દુર્ભગ, ૮ દુઃસ્વર, ૯ અનાદેય, ૧૦-૧૧-૧૨-૧૩ ચાર અનંતાનુબંધી, ૧૪-૧૫-૧૬-૧૭ ચાર મધ્યના સંસ્થાન, ૧૮-૧૯-૨૦-૨૧ ચાર મધ્યના સંહનન, ૨૨ નીચ ગોત્ર, ૨૩ ઉદ્યોતનામ, ૨૪ અપ્રશસ્ત વિહાયો ગતિ અને ૨૫ સ્રીવેદ આ પચવીશ પ્રકૃતિનો બંધવ્યવચ્છેદ આ ગુણસ્થાનમાં કરવામાં આવે છે. અહીં મનુષ્ય અને દેવતાના આયુષ્યનો બંધ કરવામાં આવતો નથી. વળી એ ૨૭ સત્યાવીશ પ્રકૃતિ શિવાયની બાકીની ચુમોતેર પ્રકૃતિનો બંધ કરવામાં આવે છે તેમજ ચાર અનંતાનુબંધી, સ્થાવર નામ, એકેંદ્રિય અને ત્રણ વિકલેંદ્રિય—તેઓના ઉદય—વ્યવચ્છેદ થવાથી તથા મનુષ્યાનુપૂર્વી તિર્યંગાનુપૂર્વી એ બંનેનો ઉદય ન હોવાથી એકંદર ત્યાં એકસો પ્ર-

કૃતિનો ઉદય વેદવામા આવે છે, ભદ્ર, આ ચૌદ પગથીઆવાળી નીસરણીના ત્રીજા પગથીઆ ઉપર રહેલા જીવની કેવી સ્થિતિ થાય છે, ? તે વાત હવે તારા સમજવામા આવી હશે તેમ છતા કદિ તારા હૃદયમા શકા એ સ્થાન કર્યું હોય તો તે ખુશીથી પ્રગટ કર ”

મુમુક્ષુ આનદ પામીને બોલ્યા—“ ભગવન્ ! આપના વચનરૂપ વજ્રથી મારી શકાનો પર્વત તૂટી ગયો છે એ ત્રીજા ગુણસ્થાનનુ સ્વરૂપ મારા જાણવામા આવી ગયુ છે એ જાણવાથી મારા હૃદયમા બોધનો પ્રકાશ પડી રહ્યો છે મારી અલ્પમતિ રૂપ શુષ્ક લતાને તમારા વચનામૃતનુ સેચન મળવાથી તેની અદર નવીન પલ્લવો પ્રગટ થતા જાય છે હવે કૃપા કરી આ ચોથા પગથીઆનુ સ્વરૂપ સમજાવો, એજ મારી અભ્યર્થના છે ”

મુમુક્ષુના આ જિજ્ઞાસા ભરેલા વચનો સાભળી મહાત્મા આનદસૂરિજી હૃદયમા અતિશય આનદ પામ્યા અને તે મુમુક્ષુને ધર્મનો પૂર્ણ અધિકારી જાણી તેને વિશેષબોધ આપવાને ઉત્સાહિત થયા હતા





# ચતુર્થ સોપાન;

## ( અવિરતિ સમ્યગ્દૃષ્ટિ )



મહાનુભાવ આનંદસૂરિની વાણીના શ્રવણથી જેના હૃદયમાં પરમબોધનો પ્રકાશ પડેલો છે, અને જેના અંતરના ઉંડા પ્રદેશમાંઉત્તમ પ્રકારની ભાવના જાગ્રત થયા કરેછે, એવા મુમુક્ષુની પ્રસન્નમુખમુદ્રા જોઇ મહાત્મા આનંદસૂરિનો આત્મા આનંદમય બની ગયો હતો. તે મહાનુભાવ મધુર અને ગંભીર સ્વરથી બોલ્યા—"ભદ્ર, તારી મુખમુદ્રા જોઇ મારી અંતરવૃત્તિમાં આનંદનો સાગર ઉછળે છે. તારામાં પૂર્વ પુણ્યનો પ્રભાવ વિશેષ છે, એવી મને ખાત્રી થાય છે. ઉત્તમ બોધને પ્રાપ્ત કરી મુખ મુદ્રાને પ્રસન્ન કરનારા ભવિઆત્માઓ આસન્ન સિદ્ધિની કોટીમાં આવી શકે છે, અને અનુક્રમે શિવમાર્ગના પથિક બને છે.

મહાનુભાવ આનંદસૂરિની આ વાણી સાંભળી અતિ હર્ષિત થયેલો મુમુક્ષુ અંજલિ જોડીને બોલ્યો—"ભગવન્, આ સુંદર નીસરણીના ચોથા પગથીઆ ઉપર વિવિધ જાતની રચનાઓ દેખાય છે. તે કૃપા કરી સમજાવો."

આનંદસૂરિ આનંદ દર્શાવી બોલ્યા—"વત્સ, આ ચોથા પગથીઆને સૂક્ષ્મદૃષ્ટિથી જો. અને તેની રચનાનું સારી રીતે નિરીક્ષણ કર. આ સુંદર સોપાનની આસપાસ વિકાશ પામેલા પાંચ પુષ્પો રહેલા છે. તે પુષ્પોની ચારે તરફ વર્તુલાકારે ત્રણ પંક્તિઓ પ્રકાશની દેખાય છે, અને તેની ઉપર સત્યોતેર ચાંદલાઓની સુંદર વેલ આવેલી છે, જે આ પવિત્ર પગથીઆને સુંદરતાથી શોભાવે છે. તેની બાહેરમલિનતાથી ભરેલાઅને શ્યામ વર્ણથી નિસ્તેજ લાગતાત્રણઢગલાઓ દૂર રહેલા છે. વત્સ, સૂક્ષ્મતાથી આ સોપાનનું નિરીક્ષણ કર; કે

જેથી તે દેખાવ ઉપરથી કેટલીએક સૂચનાઓ તારા સમજવામા આવતા તને ઘણોજ આનદ થશે.”

આનદ મુનિના આ વચન સાભળી મુમુક્ષુ આનદમા મગ્ન થઈ ગયો, અને તે એકી નજરે તે સુદર સોપાનને નિરખવા લાગ્યો

સોપાનનુ સૂક્ષ્મતાથી નિરીક્ષણ કરી મુમુક્ષુ સસ્મિતવદને બોલ્યો—“ભગવન્, આપના કહેવા પ્રમાણે આ સોપાનનુ સાદર્ય ઘણી સૂચનાઓથી ભરપુર હશે હવે કૃપા કરી મને તે વિષેની સમજુતી આપો ”

આનદસૂરિ પ્રાઢ સ્વરથી બોલ્યા—“ભદ્ર, આ ચોથુ પગથીયુ, એ અવિરતિ સમ્યગ્દૃષ્ટિ નામે ચોથુ ગુણસ્થાન છે આ ગુણસ્થાન ઉપર આરોહણ કરનાર જીવને માત્ર સમ્યક્ત્વ પ્રાપ્ત થયેલ હોય છે એટલે જે જીવ અવિરતિ સમ્યગ્દૃષ્ટિ હોય તે આ ચોથા પગથીઆ ઉપર આવી શકે છે આ પગથીઆપરની ઉત્કૃષ્ટ સ્થિતિ તેત્રીશ સાગરોપમથી કાંઈક અધિક છે તે સ્થિતિ સર્વાર્થસિદ્ધ વગેરે વિમાનોની સ્થિતિ તથા મનુષ્યના આયુષ્યની અધિકની અપેક્ષા છે જ્યારે જીવને અર્ધપુદ્‌ગલપરાવર્તન સસાર બાકી રહે ત્યારે આ અવિરતિ સમ્યક્ત્વરૂપ ચોથુ પગથીયુ પ્રાપ્ત થાય છે જે આ સોપાનની આસપાસ વિકાશ પામેલા પાચ પુષ્પો રહેલા છે, તે ઉપરથી એવી સૂચના થાય છે કે, જે જીવમા ઉંચા પાચ લક્ષણો હોય, તે ભવ્ય જીવ સમ્યગદર્શનથી અલકૃત હોય છે અને તેથી તે આ સુદર સોપાન ઉપર ચડવાને લાયક ગણાય છે

મુમુક્ષુએ વિનયથી પ્રશ્ન કર્યો—“ભગવાન સમ્યગદષ્ટિ જીવના પાચ લક્ષણો કયા ? તે કૃપા કરી સમજાવો” આનદ મુનિ આનદિત થઈને બોલ્યા—“હેભદ્ર, ૧ અનુકપા, ૨ પ્રશમ ૩, સંવેગ ૪, નિર્વેદ અને ૫ આસ્તિક્ય—એ પાચ લક્ષણો સમ્યગદષ્ટિ જીવોને હોય છે ૧ દુ ખી જીવના દુ ખ દૂર કરવાની જે ચિંતા તે અનુકપા કહેવાય છે ૨ કોઇકારણથી ક્રોધ ઉત્પન્ન થઇ જાય પણ વૈરભાવ ન રાખે તે પ્રશમ કહેવાયછે ૩ મોક્ષરૂપી મહેલમા ચડવાને માટે સોપાન સમાન અને

સમ્યગ્ જ્ઞાનાદિ સાધનોમાં ઉત્સાહ આપનાર જે મોક્ષનો અભિલાષ તે **સંવેગ** કહેવાયછે. ૪ આ સંસાર રૂપી કારાગૃહમાંથી નીકળવા માટે વૈરાગ્ય ધારણ કરવો, એટલે સંસાર ઉપર કંટાળો ઉપજવો તે **નિર્વેદ** કહેવાયછે. ૫ શ્રી સર્વજ્ઞ પ્રણીત સમગ્ર ભાવો તરફ યથાર્થ પણાની બુદ્ધિ, એ **આસ્તિક્ય** કહેવાયછે.

આ પાંચ લક્ષણો જેનામાં હોયછે, તે ભવ્ય જીવ સમ્યગ્ દર્શનથી અલંકૃત ગણાયછે."

મુમુક્ષુ ખુશી થઇને બોલ્યો—"ભગવન્ આપે કહેલા લક્ષણો સાંભળી મને ઘણો આનંદ થાય છે. મારૂં હૃદય એવા લક્ષણોને માટે ઉત્તમ પ્રકારની ભાવના ભાવ્યા કરે છે. અને હું મારા આત્માને કહું છું કે, "હે આત્મન, સદા સમ્યગ્દૃષ્ટિ રહેજે અને તેના પાંચ લક્ષણો ધારણ કરવાને સદા ઉત્સાહિત રહ્યા કરજે. એથી તારો અંતરંગ ઉદ્ધાર થશે અને તું ઉચ્ચ શ્રેણી ઉપર આરૂઢ થઇ પરમ પદનો અધિકારી થઈ શકીશ." હે મહાત્મન, તમે જે સમ્યગ્દૃષ્ટિના લક્ષણો કહ્યાં, તે ઉપરથી મારા હૃદયમાં એક શંકા ઉત્પન્ન થઈ છે તે આપ મહાનુભાવ તેને દૂર કરશો."

આનંદ મુનિએ કહ્યું, "વત્સ, ખુશીથી તે શંકાને પ્રગટ કર. હું યથાશકિત તારા હૃદયનું સમાધાન કરીશ."

મુમુક્ષુએ ઇંતેજારીથી કહ્યું, "ભગવન્, પ્રથમ સમ્યક્ત્વ શી રીતે ઉત્પન્ન થાય? તે કૃપા કરી સમજાવો. તે જાણવાથી સમ્યગ્દૃષ્ટિનું યથાર્થ સ્વરૂપ મારા સમજવામાં આવશે."

સૂરિવરે સત્વર જણાવ્યું, "ભદ્ર, શ્રી સર્વજ્ઞ પ્રભુએ પ્રરૂપેલા તત્ત્વોમાં—જીવાદિ પદાર્થોમાં રૂચિ એટલે અતિ નિર્મળ ગુણાત્મક રૂપ સ્વભાવ ઉત્પન્ન થાય છે તે સમ્યક્ત્વ કહેવાય છે. તે સ્વભાવથી અથવા ગુરૂના ઉપદેશને સાંભળવાથી ઉત્પન્ન થાય છે. જ્યારે એ સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે, ત્યારે એ જીવાત્મા ઉચ્ચ કોટીમાં આવે છે અને તેની અંદર અવિરતિ સમ્યગ્દૃષ્ટિપણું ઉત્પન્ન થાય છે. જેના ઉદયથી અપ્રત્યાખ્યાત એવા ક્રોધ, માન, માયા, અને લોભ રહેલા છે, અને જેના ઉદયથી વિરતિપણું દૂર રહ્યું છે અને કેવળ સમ્યક્ત્વ માત્ર

હોય એવા જીવનેચોથુ'અવિરતિ સમ્યગ્દૃષ્ટિગુણ સ્થાનક હોય—એટલે તેવા જીવો આચોથા પગથીઆ પર ચડવાના અધિકારી છે એ જીવ પોતાનામા રહેલ અવિરતિપણાને પોતાના નઠારા કર્મનુ ફળ જાણે છે અને વિરતિના સુદર સુખની અભિલાષા પણ કરે છે પરતુ બીજા કષાયના બધનથી છુટા થવાની હીંમત તે કરી શકતો નથી, તેથી તે ચોથા અવિરતિસમ્યગ્દૃષ્ટિગુણસ્થાનનો અનુભવ કરે છે

મુમુક્ષુએ નમ્રતાથી પ્રશ્ન કર્યો "ભગવન્, આપ જે સમજૂતી આપો છો, તે વિષે કોઇ ઉપનય યુક્ત દૃષ્ટાત કહેવાની કૃપા કરો, જેથી મને વિશેષ સમજૂતી પડે "

આનદસૂરિ અ ગમા ઉમ ગ લાવીને બોલ્યા—"ભદ્ર, તે ઉપર એક વામકર્માનુ દૃષ્ટાત છે, તે સાવધાન થઇ શ્રવણ કર "મણિપુર નામના એક નગરમા વામકર્મા નામે એક ગૃહસ્થ રહેતો હતો તેને પતિન હૃદયા એક સ્ત્રી હતી તે સ્ત્રી સદ્ગુણોથી અલકૃત અને વિનયથી વિભૂષિત હતી

વામકર્માનો પિતા એક સારો કુલવાન અને પ્રતિષ્ઠિત હતો તે પોતાના પુત્ર વામકર્માને વિવાહિત કરી મૃત્યુ પામ્યો હતો જ્યારે પિતાનુ મૃત્યુ થયેલ ત્યારે વામકર્મા સોળવર્ષનો હતો પિતાના મરણથી વામકર્મા ગૃહરાજ્યનો મુખત્યાર બન્યો હતો તે પછી થોડા જ વર્ષમા વામકર્માની માતા સુરમણિનો પણ સ્વર્ગવાસ થયો હતો સુરમણિએ મરણ સમયે પોતાના પુત્ર વામકર્માને ઉત્તમ પ્રકારની શિખામણ આપી હતી તેણીએ આજીજી સાથે કહ્યુ હતુ, કે "વત્સ, તુ હવે ગૃહરાજ્યનો સ્વતત્ર સ્વામી થયો છે તારી ઉપર પિતાનો અ કુશ હવે રહ્યો નથી, તેથી તુ આ સસારમા સારી રીતે વર્ત્તજે. તુ એક સારો કુલીન પુત્ર છે તે સાથે ધનાઢ્ય છે ઉત્તમકુળ અને પુષ્કળ ધન એ ઉભય સાધનોથી તુ આ વિશ્વમા સારી કીર્તિ મેળવી શકીશ જેવી રીતે તારા પિતાએ આ જગતમા પ્રતિષ્ઠા મેળવીછે તેવી રીતે તુ પણ પ્રતિષ્ઠા મેળવજે અને ધર્મ,નીતિ,અને સદાચરણનુ નિત્ય સેવન કરજે "

આ પ્રમાણે ઉત્તમ શિક્ષણ આપી તેની માતા મરણ પામી હતી અને તેના પુત્ર વામકર્માએ તેણીની ઉત્તરક્રિયા સારીરીતે કરી હતી.

માતાપિતાનો વિયોગ થયા પછી વામકર્મા પોતાની સ્ત્રી સાથે ગૃહાવાસમાં રહેતો હતો અને પોતાના ગૃહવૈભવનું ઉત્તમ સુખ સંપાદન કરતો હતો.

વામકર્માના પડોશમાં એક કર્મદાસ નામે મણિકાર રહેતો હતો. તે દુર્વ્યસની હતો. તે દ્યૂત અને ચોરીના કામ કરતો અને તેમાંથી મળેલા દ્રવ્યવડે પોતાનો નિર્વાહ ચલાવતો હતો. એક વખતે કર્મદાસના મનમાં વિચાર આવ્યો કે, 'આ પડોશમાં વામકર્મા સારો ધનાઢ્ય ગૃહસ્થ રહે છે. જો તેની સાથે મૈત્રી કરી હોય તો મને ઘણું દ્રવ્ય પ્રાપ્ત થાય." આવો વિચાર કરી તે એક દિવસે વામકર્માને ઘેર ગયો. તેણે ચાતુર્ય ભરેલી વાણીથી વામકર્માને ગાળી દીધો અને તેના મુગ્ધ હૃદયને સારી રીતે આકર્ષી લીધું. ત્યારથી તે હંમેશાં વામકર્માને ઘેર જવા લાગ્યો. વામકર્મા પણ તેના આવવાથી ખુશ રહેવા લાગ્યો. પરસ્પર મૈત્રી થવાથી વામકર્માના હૃદય ઉપર કર્મદાસના હૃદયનું પ્રતિબિંબ પડી ગયું. તેના કુલીન વિચારો અસ્ત થવા લાગ્યા. અનુક્રમે વામકર્મા કર્મદાસના વ્યસનોનો સાથી બની ગયો. પછી કર્મદાસ અને વામકર્મા બંને સાથે મળી જુગાર રમવા લાગ્યા અને બીજા કેટલાએક અસેવ્ય વ્યસનોને તે સેવવા લાગ્યો.

પવિત્ર હૃદયની તેની સ્ત્રીના જાણવામાં આવ્યું કે, પોતાનો પતિ કર્મદાસના સહવાસથી જુગારી થયો છે. આથી તે શુદ્ધહૃદયા સ્ત્રી શોકાતુર રહેવા લાગી. તેણીએ પોતાના પતિને ઘણો સમજાવ્યો તોપણ તે સમજ્યો નહી. આખરે તે સ્ત્રી નિરાશ થઇ પોતાના ભાગ્ય દોષને નિંદવા લાગી.

એક વખતે કર્મદાસ કોઇ ધનાઢ્યના ઘરમાંથી આભષણ ચોરી લાવ્યો અને તે પોતાનું આભૂષણ છે, એમ કહી વામકર્માને રાખવાને કહ્યું. ભોળા દિલના વામકર્માએ તે આભૂષણ ઘરમાં મુક્યું.

પાછળ કોઈ બાતમીદારના કહેવાથી જે ગૃહસ્થના ઘરમાથી આભૂષણ ચોરાયુ હતુ તે ગૃહસ્થને ખબર પડી કે, જુગારી કર્મદાસે આભૂષણ ચોર્યું છે અને તે તેના મિત્ર વામકર્માના ઘરમા રાખવામા આવ્યુ છે, તત્કાળ પોલીસમા તેની ફરીયાદ કરવામા આવી અને તેની અ દર કર્મદાસ અને વામકર્માના નામ શકદાર તરીકે જાહેર કરવામા આવ્યા તે ઉપરથી કર્મદાસ અને વામકર્માને પકડયા વામકર્માના ઘરની જપ્તી લેવાથી તેના ઘરમાથી ચોરીનો માલ પ્રગટ થયો પોલીસના ઉપરિ અધિકારીએ કર્મદાસની સાથે વામકર્માને ઘણો હેરાન કર્યો અને તેને બાધીને કારાગૃહમા રાખવામા આવ્યો

આ વખતે વામકર્મા પશ્ચાત્તાપથી ચિંતવન કરવા લાગ્યો— " અરે ! મે' ઘણુ જ નઠારૂ કામ કર્યું આ દુષ્ટ કર્મદાસની સોબતથી હુ ઘણોજ હેરાન થયો, મારી સુજ્ઞ સ્ત્રીના વચનો મે ગણકાર્યા નહીં અને હુ ઉન્માર્ગે ચડી ગયો મારા કુળની અને માતાપિતાની પ્રતિષ્ઠાને મે ગુમાવી હવે હું ઘણો દુ ખી અવસ્થામા આવી પડયો મે ન્યાયરીતિથી મારી સ પત્તિનુ સુખ ભોગવ્યુ હોત તો હુ ઘણો સુખી થાત હવે આ કારાગૃહમાથી છુટીને શી રીતે સ પત્તિના સુખમા પાછો આવુ ? નઠારા કર્મનુ ફળ નઠારૂ મળે છે એ વાત મને મારી માતાએ જણાવી હતી, પર તુ હુ કુસ ગના દોષથી તે ભૂલી ગયો " આ પ્રમાણે ચિ તવન કરતો વામકર્મા ચિરકાલ સુધી કારાગૃહમા રહ્યો હતો

આન દસૂરિ બોલ્યા—હે ભવ્ય, આ ઉપનય ઉપરથી જે સમજવાનુ છે, તે તુ ધ્યાનમા રાખજે જે વામકર્મા તે જીવ સમજવો તેના પિતા તે ધર્મ અને માતા તે ધર્મકરણિ સમજવી જ્યારે જીવને ધર્મ અને ધર્મકરણિનો વિયોગ થાય ત્યારે તે પાપ કર્મ રૂપ વ્યસનમા પડે છે જે કર્મદાસ તે પાપકર્મરૂપ વ્યસન સમજવુ જે પોલીસનો અમલદાર તે કર્મના પરિણામ અને જે બ ધન તે કષાય બ ધન સમજવુ તે વામકર્મા રૂપ જીવ અવિરતિપણા રૂપ નઠારા કર્મનુ ફળ જાણે છે, અને ગૃહસ પત્તિરૂપ વિરતિના સુ દર સુખની

અભિલાષા કરે છે, પરંતુ કોટવાલ સમાન બીજા કષાયના બંધનથી છુટવાની હીંમત કરી શકતો નથી, ત્યાં રહી તે અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનનો અનુભવ કરે છે.

ભદ્ર મુમુક્ષુ, આ ઉપનય ઉપરથી તારા જાણવામાં આવ્યું હશે કે, આ નીસરણીના ચોથા પગથીઆ રૂપ અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાન પર આવેલા જીવની કેવી સ્થિતિ થાય છે ? જેમ જેમ આ ઉપનયનું તુ સ્મરણ કરીશ તેમ તેમ તારા હૃદય પ્રદેશમાં એ ચોથા ગુણ સ્થાનનું સ્વરૂપ સારી રીતે સ્પષ્ટ થતું જશે ભદ્ર, આ નીસરણી પર રહેલા પાંચ પુષ્પોની ચારે તરફ જે ત્રણ પંક્તિઓ પ્રકાશમાન દેખાયછે. તે સોપાન ઉપર રહેલા જીવની ત્રણ પ્રકૃતિ છે ૧ તીર્થંકર-નામ કર્મ, ૨ મનુષ્યાયુ અને ૩ દેવાયુ એવા નામથી ઓળખાય છે. ત્રીજા ગુણસ્થાન કરતાં આ ચોથા ગુણસ્થાનમાં એ ત્રણ પ્રકૃતિ વધારે બંધાયછે તે પ્રકાશતી ત્રણ પંક્તિઓની ઉપર જે સત્યોતેર ચાંદલાઓની સુંદર વેલ આવેલી છે તે સત્યોતેર પ્રકૃતિઓનો-બંધ છે. તે જીવ ત્યાં રહી સત્યોતેર પ્રકૃતિનો બંધ કરે છે, વળી ત્યાં રહેવાથી મિશ્રમોહનો વ્યવચ્છેદ થાય છે અને ચાર આનુ-પૂર્વી તથા સમ્યક્ત્વ મોહનો ઉદય થાય છે, તેથી એકંદર તે જીવ એકસો ચાર કર્મ પ્રકૃતિને વેદે છે.

મુમુક્ષુ પ્રસન્ન થઇને બોલ્યો—"ભગવન્, આપના કહેવાથી મારી બુદ્ધિમાં એ વાત ઉપસ્થિત થઇ છે. અને તેના જ્ઞાનનો પ્રકાશ મારા અજ્ઞાની હૃદયમાં સારી રીતે પડયો છે. આ અવિરતિ સમ્યગ્ દૃષ્ટિ ગુણસ્થાનરૂપ પગથીઆ ઉપર રહેલો જીવ જે સ્થિતિ ભોગવે છે, તે સ્થિતિનું કાંઇક સ્વરૂપ મારા બોધ માર્ગમાં આવ્યું છે. હવે કૃપા કરી તે વિષે બીજી સમજૂતી આપો કે જેથી મારા અપૂર્ણ જ્ઞાનમાં વિશેષ અજવાળું પડે."

આનંદસૂરિ સાનંદવદને બોલ્યા–"ભદ્ર, સાંભળ. જે ચોથા પગથી-આની બાહેર મલિનતાથી ભરેલા અને શ્યામ વર્ણથી નિસ્તેજ દેખાતા જે આ ત્રણ ઢગલાઓ દૂર રહેલા છે, તેનું સ્વરૂપ જાણવા જેવું છે. કોઇ જીવ ગ્રંથિભેદ કર્યા પછી પોતાની અંદર રહેલા મિથ્યાત્વ પુદ્-

ગલના રાશિને વેંહેચી તેના ત્રણ પુંજ (ઢગલા) કરે છે તે ત્રણ ઢગલા ૧ મિથ્યાત્વમોહ, ૨ મિશ્રમોહ અને ૩ સમ્યક્ત્વમોહ એવા નામથી ઓળખાય છે આ શ્યામવર્ણના નિસ્તેજ દેખાતા ઢગલાઓ એ તેમનોજ દેખાવ છે મુમુક્ષુએ જિજ્ઞાસાથી પ્રશ્ન કર્યો-ભગવન્, આપે કહ્યુ કે, 'જીવ ગ્રંથિ ભેદ કર્યા પછી પોતાની અંદર રહેલા મિથ્યાત્વ પુદ્ગલના રાશિને વેંહેચી તેના ત્રણ પુંજ કરે છે' તો તે ગ્રંથિભેદ શી વસ્તુ છે? અને તે કેવી રીતે થાય? તે કૃપા કરી સમજાવો."

આનંદસૂરિ ગંભીર સ્વરથી બોલ્યા—"ભદ્ર, તારી શંકા સ્થાને છે ગ્રંથિભેદનું સ્વરૂપ જાણ્યા વગર એ વિષય તારા લક્ષમાં આવશે નહીં જીવના (પરિણામ વિશેષરૂપ જે કરણ) એક જાતના પરિણામ તે કરણ કહેવાય છે, તેના ત્રણ પ્રકાર છે ૧ યથાપ્રવૃત્તિકરણ ૨ અપૂર્વકરણ અને ૩ અનિવૃત્તિકરણ એવા તેના નામ છે જેમ કોઈ પર્વતમાંથી નીકળતી નદીના જલમાં એક પથ્થરનો કકડો રહેલો હોય તે જલની સાથે અથડાતો અથડાતો ગોળાકાર થઈ જાય છે, તે ન્યાયે જીવ આયુ કર્મ શિવાય સાતે કર્મની સ્થિતિ કે જે કાંઈક ઉણી એક કોટાકોટી સાગરોપમ પ્રમાણની છે,તેમાં કોઈ જાતના અધ્યવસાયવડે ગ્રંથિદેશ સુધી આવે છે, તે પેહેલુ યથાપ્રવૃત્તિકરણ કહેવાય છે કોઈ એવી જાતનો અધ્યવસાય કે જે પુર્વે પ્રાપ્ત થએલ નથી, તે વડે ગ્રંથિ કે જે ઘન—નિબિ. રાગદ્વેષની પરિણતિરૂપ છે, તે ગ્રંથિને ભેદવાનો જે આરંભ તે બીજુ અપૂર્વકરણ કહેવાય છે જે કોઈ જાતના અધ્યવસાયથી ગ્રંથિભેદ કરી નિવૃત્ત ન થતા (અનિવૃત્ત થતા) પરમાનંદને ઉત્પન્ન કરનારા સમ્યક્ત્વને પ્રાપ્ત કરે છે, તે ત્રીજુ અનિવૃત્તિકરણ કહેવાય છે આ પ્રમાણે આ ત્રણ કરણનું સ્વરૂપ આર્હત શાસ્ત્રમાં પ્રખ્યાત છે"

મુમુક્ષુ આનંદવદને બોલ્યો—"ભગવન્, આપે કહેલા ત્રણ કરણના સ્વરૂપ ઉપરથી ગ્રંથિભેદનું શુદ્ધ સ્વરૂપ મારા જાણવામાં આવી ગયુ છે અધ્યવસાય ઉપરથીજ કરણનું શુદ્ધ સ્વરૂપ સમજ-

ય છે. જો કે મારી બુદ્ધિની શક્તિ પ્રમાણે એ વિષય ગ્રાહ્ય થયો છે, તથાપિ કોઇ દૃષ્ટાંત આપી મને તે વિષે વિશેષ સમજાવો; તો મહાન્ ઉપકાર થશે."

સૂરિવર દંતકિરણોથી આસપાસના પ્રદેશને પ્રકાશ કરતાં બોલ્યા—" ભદ્ર, એ ત્રણ કરણનું સ્વરૂપ સ્પષ્ટ રીતે સમજાવવા માટે ભાષ્યકારે એક ઉપનય ઘટાવ્યો છે, તે ધ્યાન પૂર્વક સાંભળ—

કોઇ ત્રણ મુસાફરો કોઇ નગરમાં જવાને નીકલ્યા. લાંબે રસ્તામાં જતાં એક ભયંકર જંગલ આવ્યું. આ સમયે સૂર્યાસ્ત થઇ ગયો. ઘન અંધકારથી દશે દિશાઓ વ્યાપ્ત થઈ ગઇ. આથી તે ત્રણે મુસાફરો ભયભીત થઈ ગયા. આ વખતે કોઇ બે ચોરો તેમની સામે આવ્યા. ચોરોને જોતાંજ ત્રણે પથિકોના હૃદય ગભરાઇ ગયા. અને 'શું કરવુ' તેને માટે વિચારમાં પડ્યા. આ સમયે તે ત્રણ મુસાફરોમાંથી એક મુસાફર અત્યંત ભય પામી પાછો નાશી ગયો. બીજા મુસાફરને તે બંને ચોરોએ પકડી લીધો- અને ત્રીજો મુસાફર તે બંને ચોરો લડવા આવતાં તેમને મારી કુટી પોતાને ઇચ્છિત સ્થાને પહોંચી ગયો. આ દૃષ્ટાંત ઉપર એવો ઉપનય ઘટે છે કે, જે ભયંકર જંગલ તે મનુષ્ય ભવ સમજવો. કર્મોની સ્થિતિ તે લાંબો રસ્તો જાણવો. જંગલને જે ભયંકર કહ્યું, તે ગ્રંથિ સમજવી. રાગ અને દ્વેષ એ બંને ચોર સમજવા. મુસાફરોને જવાનું જે નગર તે મોક્ષ સ્થાન સમજવું. જે પુરૂષ ચોરથી ભય પામી પાછો ભાગી ગયો. તેની સંસારમાં પરિભ્રમણ કરવાની સ્થિતિ અધિક છે, એમ જાણવાનું છે જે પુરૂષને ચોરોએ પકડી લીધો. તે આ સંસારમાં રાગ દ્વેષથી દુઃખી થઇ પરિભ્રમણ કરનારો જીવ સમજવો, અને જે મુસાફર ચોરોને મારી કુટી નગર પોહોંચી ગયો. તે મોક્ષ નગરમાં જનાર સમ્યગ્દૃષ્ટિ જીવ જાણવો. આ ઉપનય વડે ત્રણ કરણનું સ્વરૂપ સ્પષ્ટ રીતે જાણી શકાય છે. તે ઉપર એક બીજું કીડીઓનું દૃષ્ટાંત છે, જેમ દરમાંથી નીકળી કીડીઓનો સમૂહ એક ખુંટા તરફ જાય છે. તેઓમાં કેટલીએક કીડીઓ ખુંટાની આસપાસ ફર્યા કરે છે, કેટલીએક ખુંટા ઉપર ચડે છે, અને

કેટલીએક ખુટા ઉપર પહોચતા પાખો આવવાથી ઉડીને ચાલી જાય છે, કીડીઓની સ્થિતિના જે ત્રણ પ્રકાર તે ત્રણ કરણ ઉપર ઘટાવવાથી તેમના સ્વરૂપનુ યથાર્થ સ્પષ્ટી કરણ થાય છે

ભદ્ર, અહિં તારે દીર્ઘ વિચાર કરવાનો છે. જીવો યથાપ્રવૃત્તિ કરણ કરીને ગ્રથિદેશને પ્રાપ્ત થાય છે અને અપૂર્વકરણ કરી ગ્રથિનો ભેદ કરે છે, જ્યારે તે ગ્રથિનો ભેદ કરે તે પછી કોઇક જીવ ત્યારે પોતાના મિથ્યાત્વના પુદ્ગલોની રાશિને વહેચીને મિથ્યાત્વમોહ, મિશ્રમોહ અને સમ્યક્ત્વમોહ રૂપ ત્રણ પુજ કરે છે અને ત્યારે તેઓ અનિવૃત્તિકરણ કરી શુદ્ધ થઈ ઉદય આવેલા મિથ્યાત્વનો ક્ષય કરે, અને નહિં ઉદય આવેલા મિથ્યાત્વને ઉપશમાવે ત્યારે તેઓને ક્ષાયોપશમિક સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે જ્યારે તેમને ક્ષાયોપશમિક સમ્યગ્ દર્શન ઉત્પન્ન થયુ ત્યારે તેમને મનુષ્ય અને દેવતાની ગતિ પ્રાપ્ત થાય છે

અપૂર્વકરણ કરીને જેમણે ત્રણ પુજ કરેલા છે, એવા જીવો જો આ ચોથા ગુણસ્થાનથીજ ક્ષપકપણાનો આરભ કરે તો અનતાનુબધી ચાર કષાય, મિથ્યાત્વ મોહ, મિશ્ર મોહ, અને સમ્યક્ત્વ મોહ રૂપ ત્રણ પુજ એ સાતેનો ક્ષય કરતા તેમને ક્ષાયિક સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે ”

આનદસૂરિના મુખથી આ વિવેચન સાભળી મુમુક્ષુ આનદ-સાગરમા મગ્ન થઈ ગયો. શરીર રોમાચિત થઈ ગયુ અને મુખ ઉપર પ્રસન્નતાની રેખાઓ દૃશ્યમાન થઈ ગઈ તે અજલિ જોડી બોલ્યો—“ મહાનુભાવ, આપની વાણી રૂપ દીપિકાએ મારા હૃદયનુ અધકાર નષ્ટ કર્યું છે અને શંકાઓના જાળને વીખેરી નાખ્યુ છે ગ્રથિભેદ અને કરણનું શુદ્ધ સ્વરૂપ સારીરીતે મારાથી ગ્રાહ્ય થયુ છે હવે માત્ર એક વાત જાણવાની ઇચ્છા છે જે જીવ ક્ષાયિક સમ્યગ્ દૃષ્ટિ થયો છે, તેને મોક્ષની પ્રાપ્તિ ક્યારે થાય? તે કૃપા કરી સમજાવશો ’

આનંદસૂરિએ ઉત્તર આપ્યો ભદ્ર, જે જીવ ક્ષાયિક સમ્યગ્ દૃષ્ટિ થયો હોય, તે વખતે જો તે અબદ્ધાયુ હોય એટલે તેણે આયુ-કર્મ બાધ્યુ ન હોય તો તેતેજ ભવે મોક્ષે જાય છે અને જો તે આયુષ્યનો બધ કર્યા પછી ક્ષાયિક સમ્યક્ત્વવાન્ થયો હોય તો ત્રીજે ભવે

મોક્ષે જાય છે, અને અસંખ્યાત વર્ષનું આયુષ્યવાળો મનુષ્ય અથવા તિર્યંચનું આયુષ્ય બાંધ્યા પછી તેને ક્ષાયિકસમ્યક્ત્વ પ્રાપ્ત થયું હોય તો તે ચોથે ભવે મોક્ષે જાય છે. "

મુમુક્ષુએ વિનીત વાણીથી જણાવ્યું, "ભગવન્, આ ચોથા ગુણસ્થાનનો પ્રસંગ મને ઘણોજ બોધકારક થઇ પડયો છે. મારા હૃદયમાં સમ્યક્ત્વને માટે ઉચ્ચ ભાવના પ્રગટ થઇ આવી છે. અહા! આત્માને ગુણી બનાવવાનું મુખ્ય સાધન સમ્યક્ત્વજ છે. મનુષ્ય ભવની મહત્તા સમ્યક્ત્વમાંજ રહેલી છે. ભગવન્, આપ કૃપારૂપી વલ્લી પ્રસારો અને તેની શીતળ છાયામાં રહેલા મારા આત્માને સમ્યક્ત્વના વિશેષ બોધથી અલંકૃત કરો, સમ્યક્ત્વનો સારો બોધ પ્રાપ્ત થવાથી આ ચોથા પગથીઆનું શુદ્ધ સ્વરૂપ મારા હૃદયમાં વિશેષ પ્રદીપ્ત થશે. હે કૃપાવતાર, તેથી મને મારા કર્ત્તવ્યનું પણ વિશેષ ભાન થશે.

જિજ્ઞાસુ અને મુમુક્ષુની આ પ્રાર્થના અંગીકાર કરી આનંદમગ્ન આનંદસૂરિએ વાણીનો વિકાશ કર્યો. "ભદ્ર, સમ્યક્ત્વ એટલે સમ્યક્ પ્રકારનો ભાવ. સંસ્કૃત सम्यक् અવ્યયને त्व પ્રત્યય લાગવાથી सम्यक्त्व શબ્દ સિદ્ધ થયેલો છે, યથાર્થ તત્ત્વ ઉપર વિજ્ઞાનપૂર્વક રૂચિ તે સમ્યક્ત્વનો ફલિતાર્થ છે એટલે મુખ્ય એવા ત્રણ તત્ત્વ ઉપર યથાર્થ રૂચિ થવાથી સમ્યક્ત્વ થયેલું ગણાય છે. દેવતત્ત્વ, ગુરૂતત્વ અને ધર્મતત્વ—એ ત્રણ શુદ્ધ તત્ત્વ ઉપર જે પુરૂષને શ્રદ્ધા પ્રતીતિ થાય તે સમ્યક્ત્વવાન્ કહેવાય છે. એ શ્રદ્ધાના બે પ્રકાર છે. વ્યવહારશ્રદ્ધા અને નિશ્ચયશ્રદ્ધા તે ઉપરથી સમ્યક્ત્વના પણ બે ભેદ થઇ શકે છે. વ્યવહારસમ્યક્ત્વ અને નિશ્ચયસમ્યક્ત્વ પ્રથમ વ્યવહારશ્રદ્ધામાં દેવતત્ત્વરૂપે શ્રી અરિહંત પ્રભુના શુદ્ધ સ્વરૂપને ઓળખવાનું મુખ્ય છે. જેની અંદર તે દેવાધિદેવના ચાર સ્વરૂપ જાણવાના છે, જે ચાર નિક્ષેપના નામથી ઓલખાય છે નામનિક્ષેપ, સ્થાપનાનિક્ષેપ, દ્રવ્યનિક્ષેપ અને ભાવનિક્ષેપ એવા તેના નામ છે. नमो अरिहंताणं એમ નામથી કહેવું એ પ્રથમ નામનિક્ષેપ છે.

શ્રી અરિહંત પ્રભુની પ્રતિમા કે જે સર્વ દૂષિત ચિન્હોથી રહિત, સહજ સુંદર, સમચતુરસ્ત્ર સંસ્થાનવાળી, પદ્માસન, કાયોત્સર્ગ વગેરે મુદ્રાવાળી અને શાંત રસમય હોય છે, તેમનું દર્શન, સેવન, પૂજન અને ભક્તિ કરવાથી મોક્ષપદની પ્રાપ્તિ થાય છે તે સ્થાપનાનિક્ષેપ છે જે જીવે તીર્થંકર નામકર્મનો નિકાચિત બંધ કરેલ છે, તે જીવમાં ભાવિગુણોનો આરોપ કરવો એટલે ' આ જીવ ભવિષ્યમાં તીર્થંકર ભગવાન્ થશે, એમ વર્તમાનકાળે તેમનામાં આરોપ કરવો તે દ્રવ્ય નિક્ષેપ કહેવાય છે વર્તમાનકાળે સીમંધર પ્રમુખ તીર્થંકર કે જે કેવળ જ્ઞાની, સમવસરણમાં વિરાજમાન, ભવ્ય જીવોના પ્રતિબોધક, ચતુર્વિધ સંઘના સ્થાપક છે, તેવા ભાવ અરિહંતની સેવા ભક્તિ મોક્ષદાયક થાય છે, એ ભાવ નિક્ષેપ કહેવાય છે આવા ચાર નિક્ષેપ સંયુક્ત એવા દેવાધિદેવ અરિહંતને જે પરમેશ્વર માનવા, તેમની સેવા કરવી, તેમની આજ્ઞા શિરપર ધારણ કરવી એ વ્યવહાર શુદ્ધ દેવતત્ત્વ કહેવાય છે

નિશ્ચય સમ્યક્ત્વ અથવા નિશ્ચય શ્રદ્ધા જે સમ્યક્ત્વનો બીજો પ્રકાર છે, તેની અંદર નિશ્ચય શુદ્ધ દેવ તત્વનું સ્વરૂપ આવે છે શુદ્ધ આત્મ સ્વરૂપનો અનુભવ કરવો, પાંચવર્ણ, બે ગંધ, પાંચ રસ, આઠ સ્પર્શ, શબ્દ, અને ક્રિયાથી રહિત, યોગ રહિત, અતીન્દ્રિય, અવિનાશી અનુપાધિ, અબંધી અક્લેશી, અમૂર્ત્ત, શુદ્ધ ચૈતન્ય રૂપ, જ્ઞાન દર્શન અને ચારિત્રાદિ અનંત ગુણોનું પાત્ર અને સચ્ચિદાનંદ સ્વરૂપી આત્મા છે, આવો નિશ્ચય એ નિશ્ચય દેવ તત્ત્વ છે તેવી રીતે શુદ્ધ વ્યવહાર ગુરૂ તત્ત્વ અને શુદ્ધ નિશ્ચય ગુરુતત્ત્વ પણ સમજવાનું છે પવિત્ર અને નિર્દોષ સાધુને ગુરુ કરી માનવા, તેમની આજ્ઞા પ્રમાણે વર્ત્તવું અને તેમને પાત્ર જાણી શુદ્ધ અન્નાદિ આપવા એ વ્યવહાર શુદ્ધ ગુરૂતત્ત્વ છે અને શુદ્ધ આત્મવિજ્ઞાન પૂર્વક હેય તથા ઉપાદેય ઉપયોગ સહિત જે પરિહાર અને પ્રવૃત્તિનું જ્ઞાન તે નિશ્ચય ગુરૂ તત્ત્વ છે તેવીજ રીતે વ્યવહાર ધર્મતત્ત્વ અને નિશ્ચય ધર્મતત્ત્વ સમજી લેવા વ્યવહાર રૂપ ધર્મમાં દયા મુખ્ય છે સત્ય વગેરે જે સર્વનો છે,

તે દયાની રક્ષાને માટે છે. તે દયાના આઠ પ્રકાર છે. ૧ દ્રવ્યદયા, ૨ ભાવ દયા, ૩ સ્વદયા, ૪ પરદયા, ૫ સ્વરૂપદયા, ૬ અનુબંધદયા, ૭ વ્યવહારદયા અને ૮ નિશ્ચયદયા—એવા તેના નામ છે. એ દયાના સ્વરૂપને માટે આર્હતશાસ્ત્રમાં ઉત્તમ પ્રકારનું વિવેચન કરેલું છે. તેમાં નિશ્ચય દયા સર્વોત્કૃષ્ટ છે અને તે દયાના પ્રભાવથી આ નીસરણીના ગુણસ્થાનરૂપ પગથીઆ ઉપર જીવ આરોહણ કરે છે. એ દયાના સ્વરૂપના વિજ્ઞાનપૂર્વક સૂત્ર, નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણી અને વૃત્તિ એ પંચાંગીથી સંમત, પ્રત્યક્ષાદિ પ્રમાણુથી સિદ્ધ કરેલ, નૈગમાદિનય, નામાદિ નિક્ષેપ, સપ્તભંગી, નયનિપુણતાથી મુખ્ય તથા ગૌણભાવે ઉભયનય સંમત, શુદ્ધ સ્યાદ્વાદ શૈલીથી પ્રતિપાદિત અને દાન, શીલ, તપ અને ભાવરૂપે પ્રવૃત્તિવાલો જે ધર્મ તે શુદ્ધ વ્યવહાર ધર્મ કહેવાય છે. જેનાથી પોતાના આત્માનું સ્વરૂપ અને વસ્તુનો સ્વભાવ જણાય છે, તે બીજો નિશ્ચય ધર્મ કહેવાય છે. એ નિશ્ચય ધર્મના પ્રભાવથી શુદ્ધ ચૈતન્ય રૂપ, અસંખ્યાત પ્રદેશી, અમૂર્ત્ત, સ્વદેહ માત્રવ્યાપી, સર્વ પુદ્ગલોથી ભિન્ન, અખંડ, અલિપ્ત, જ્ઞાન, દર્શન, ચારિત્ર, સુખ, વીર્ય અને સચ્ચિદાનંદ પ્રમુખ અનંત ગુણોથી વ્યાપ્ત, અવિનાશી, ઉપાધિરહિત અને અવિકારી એવા આત્મસ્વરૂપનું યથાર્થ ભાન થાય છે. શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ એ પુદ્ગલોના પાંચ વિકારોનું સ્વરૂપ સમજાય છે અને તે આત્માથી ભિન્ન છે, એમ માનવામાં આવે છે. એ નિશ્ચય ધર્મનો મહિમા અગાધ છે, તેનાથી ભવ્ય આત્મા પોતાના સ્વરૂપને ઓળખી શકે છે. તે પવિત્ર આત્મા વિચારે છે કે, આઠ કર્મોના વિપાક ફલ વિપરીત છે, સૂક્ષ્મ પુદ્ગલો ઇંદ્રિયથી અગોચર છે તેમના પરમાણુ આદિ અનેક તરેહના રૂપો છે. એ પુદ્ગલોના સંયોગથી મોહિત થયેલો જીવ ચારે ગતિમાં ભટકે છે. આ પુદ્ગલો મારા સજાતીય નથી પરંતુ વિજાતીય છે. તેમને મારી સાથે કોઈ વાસ્તવ સંબંધ નથી. તે પુદ્ગલો સર્વથા ત્યાગ કરવા યોગ્ય છે. આ પુદ્ગલોનો સંસર્ગ તેજ સંસાર છે. આ પુદ્ગલોની સંગતથી જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ ગુણો બગડી જાય છે; આ પુદ્ગલ દ્રવ્યની રચના છે, તે મારા આત્માનો સ્વભાવ નથી. ધર્માસ્તિકાય,

અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને કાલ—એ ચારે દ્રવ્ય જ્ઞેય રૂપ છે, પરંતુ હું તે સર્વથી જૂદો છું તેઓ મારા નથી અને હું તેમનો નથી. મારો સ્વભાવ સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર, રૂપ છે વર્ણ, ગંધ, રસ અને સ્પર્શથી રહિત, ચૈતન્ય ગુણ રૂપ, અનંત, અવ્યાબાધ, અનંત દાન, લાભ, ભોગ, ઉપભોગ અને વીર્ય આદિ અનંત ગુણ સ્વરૂપથી યુક્ત છે તે મારા સ્વભાવમાં શ્રધ્ધા, ભાસન, રમણતા રૂપ ચિદાનંદઘન સ્વરૂપ સ્ફુરે છે તે મારા પૂર્ણાનંદ સ્વભાવને પ્રગટ કરવા માટે સર્વ શુધ્ધ વ્યવહારનય નિમિત્ત માત્ર છે, પરંતુ મારા સ્વભાવમાં જે રમણતા કરવી તેજ મુખ્ય શુધ્ધ સાધન છે અને તેજ શુધ્ધ ધર્મ છે આ પ્રમાણે નિશ્ચય ધર્મનું સ્વરૂપ દર્શાવેલ છે.

હે ભદ્ર મુમુક્ષુ, એ શુધ્ધ દેવ, ગુરૂ અને ધર્મ—એ ત્રણે તત્વની જે નિશ્ચલ પરિણતિરૂપ શ્રધ્ધા તે સમ્યક્ત્વ કહેવાય છે અને તેના પ્રભાવથી મનુષ્ય આત્મા આ ગુણસ્થાનોની નીસરણી ઉપર અનુક્રમે ચડતો ચડતો મોક્ષ મંદિરમાં પ્રવિષ્ટ થાય છે.

આનંદસૂરિના આ વચનો સાંભળી મુમુક્ષુ આનંદમગ્ન બની ગયો. શરીરપર રોમહર્ષ પ્રગટ થઈ આવ્યો તેણે વિનયપૂર્વક જણાવ્યું, "ભગવન્, આપના મુખથી સમ્યક્ત્વનું સ્વરૂપ સાંભળી મારો અંતરાત્મા આનંદમગ્ન થઈ ગયો છે આત્મસ્વરૂપનો શુદ્ધ બોધ હૃદયમાં પ્રકાશિત થઈ ગયો છે અજ્ઞાનરૂપ અંધકાર ખંડિત થઈ નષ્ટ થઈ ગયું છે તથાપિ બુદ્ધિની ન્યૂનતાને લઈને એક અલ્પ શંકા પ્રગટ થઈ આવી છે આપની ઇચ્છા હોય તો નિવેદન કરૂં"

આનંદમૂર્તિ આનંદથી બોલ્યા—"ભદ્ર, એમ કેમ કહે છે? સશંકને નિઃશંક કરવામાં અમારી સદા ઇચ્છા જ છે શંકારૂપ ગિરિશિલાને તોડવાને માટેજ મુનિઓના વચનરૂપ વજ્ર સર્વદા સજ્જ છે ભદ્ર, ખુશીથી તમારી શંકા પ્રગટ કરો યથાશક્તિ તેનું નિરાકરણ કરવામાં આવશે"

મુમુક્ષુ અંજલિ જોડી બોલ્યો—"મહાનુભાવ, આ જગત્માં કેટલાએક એવા જીવો છે કે, જેમને સમ્યક્ત્વના સ્વરૂપનો યથાર્થ

બોધ થયો ન હોય, તે માત્ર એટલુંજ સમજે કે, "तं सव्वं निस्संकं जं जिणेहि पवेइयं" જે જિનેશ્વર ભગવાને કહેલ છે, તે સર્વ નિઃશંક સત્ય છે."

આ પ્રમાણે જાણનારા જીવો સમ્યક્ત્વવાન્ કહેવાય છે કે નહીં?

સૂરિ બોલ્યા, "ભદ્ર, તારી શંકા યથાર્થ છે. જે જીવ પક્ષપાત-રહિત એ પ્રમાણે ધારતા હોય અને તેમનામાં એવી તત્ત્વાર્થ શ્રદ્ધા સાચી હોય તો તે પણ સમ્યગ્દર્શની કહેવાય છે."

મુમુક્ષુ પ્રસન્ન થઇને બોલ્યો—"મહાનુભાવ, મારી શંકા દૂર થઇ ગઇ છે. હવે સમ્યક્ત્વને વિષે કાંઇ વિશેષ કહેવાનું હોય તો કૃપા કરી કહો."

**આનંદસૂરિ બોલ્યા**—ભદ્ર, જે ઉપર વ્યવહારસમ્યક્ત્વનું સ્વરૂપ કહેવામાં આવ્યું છે, તેનું સર્વદા મનન કરજે. અને મિથ્યાત્વનો સર્વથા ત્યાગ કરજે. એક રીતે મિથ્યાત્વનો સર્વથા ત્યાગ એ પણ સમ્યક્ત્વ કહેવાય છે. પ્રથમ વ્યવહારસમ્યક્ત્વનું સ્વરૂપ કહેવામાં આવ્યું છે, હવે નિશ્ચયસમ્યક્ત્વનું સ્વરૂપ સાંભળ. પૂર્વે નિશ્ચય દેવ, ગુરૂ અને ધર્મનું જે સ્વરૂપ કહ્યું છે, તેજ નિશ્ચય સમ્યક્ત્વનું સ્વરૂપ સમજી લેવું. તે નિશ્ચય સમ્યક્ત્વ પરોક્ષ જ્ઞાનનો વિષય નથી, તેને તો કેવલી જાણી શકે છે. જે જીવને નિશ્ચયસમ્યક્ત્વ થયું હોય તે કેવલીના જાણવામાં આવી શકે છે. તેમાં ખાસ એટલું જાણવાનું છે કે—જેને નિશ્ચય સમ્યક્ત્વ પ્રગટ થયું તે જીવને નરક અને તિર્યંચની ગતિના આયુષ્યનો બંધ થતો નથી. અને તેના મનની પરિણતિ સર્વદા ઉચ્ચજ રહે છે."

મુમુક્ષુ અત્યંત પ્રસન્ન થઇને બોલ્યો—"ભગવન્, એ વાત મારા લક્ષમાં આવી ગઇ છે. હવે કૃપા કરી સામાન્ય રીતે સમ્યક્ત્વવાન્ મનુષ્યનું સ્થૂલ પ્રવર્તન કેવું હોય? તે સમજાવો. જે ઉપરથી સામાન્ય બુદ્ધિ માણસ પણ સમ્યક્ત્વવાન્‌ને ઓલખી શકે, અને પોતે તેવો થવાને પ્રયત્ન કરે."

આનંદસૂરિ સાનંદ થઇને બોલ્યા—"ભદ્ર, જેને સમ્યક્ત્વ આસ થયું હોય, તેવા પુરૂષની પ્રવૃત્તિ કેવી હોય છે? તે જાણવા જેવી છે.

સમ્યક્ત્વથી અલંકૃત થયેલો પુરૂષ જો શરીરે સ્વસ્થ હોય તો જિન-પ્રતિમાના દર્શન પૂજન કરવામા એટલો બધો પ્રીતિવાળો રહે છે કે તે તેમના દર્શન કર્યા વિના ભોજન કરતો નથી જો પ્રતિમાના દર્શનનો યોગ ન મળે તો પૂર્વ દિશામા સન્મુખ બેશી વર્ત્તમાન તીર્થંકરોને ઉદ્દેશી ચૈત્યવદન કરે છે જો કોઈ રોગાદિ કારણને લઇને દર્શન ન થાય તો તેને આગાર હોવાથી તેના નિયમનો ભંગ થતો નથી. જેના હૃદયમા શુદ્ધ સમ્યક્ત્વની પ્રભા પડેલી છે, તે ભવી આત્મા જિન પ્રભુના મદિરમા મોટી દશ આશાતનાને છોડી દેછે તે જિનાલયમા તાબૂલ કે બીજી ખાવાની વસ્તુઓ ખાતો નથી જલ વગેરે પ્રવાહી પદાર્થોનુ પાન કરતો નથી ભોજન લેતો નથી મદિરની અદર ઉપાનહ વગેરે લાવતો નથી કોઈ જાતના વિષયનુ સેવન કરતો નથી, શયન કરતો નથી દીર્ઘશકા, લઘુશકા કરતો નથી કોઈ ભાગમા થુકતો નથી અને જુગારની કોઈ જાતની રમત રમતો નથી, આ દશ મોટી આશાતનાની સાથે યથાશક્તિ બીજી નાની ચોરાશી આશાતનાનો પણ તે ત્યાગ કરે છે જેના હૃદયમા સમ્યક્ત્વનો પ્રકાશ પડેલો છે એવો પુરૂષ શરીરે આરોગ્ય હોય તો બે ઘડી દિવસ ચડે ત્યા સુધી નમસ્કાર સહિત ચાર આહારનુ પ્રત્યાખ્યાન કરે છે અને રાત્રે દુવિહાર પ્રત્યાખ્યાન કરે છે,જો રોગાદિકના કારણથી ન થઈ શકે તો તે આગાર ગણાય છે ભદ્ર મુમુક્ષુ, જેના પવિત્ર હૃદય ઉપર સમ્યક્ત્વનુ તેજ પ્રસર્યુ હોય તે પુરૂષ કેટલાએક સ્વોપયોગી અને લોકોપયોગી નિયમો ધારણ કરે છે તે માસ, ચાર માસ, છ માસ, કે વર્ષ સુધી પ્રભુને અમુક પુષ્પો ચડાવવાનો, અમુક ધી અર્પવાનો, અમુક અગપૂજા કરવાનો નિયમ ગ્રહણ કરે છે, તે સાથે કેશર ચદન, બરાસ, કપૂર, ધૂપ, અક્ષત, નૈવેદ્ય, વગેરે અને ફલપૂજાની સામગ્રીના અમુક પ્રમાણના સકલ્પ કરે છે પ્રતિવર્ષ અષ્ટ પ્રકારી અને સત્તર ભેદી પુજાઓ રચવાના જુદા જુદા નિયમો ધારણ કરે છે. તે શિવાય કેટલાએક પ્રભુભક્તિને અગે જપમાલા, ધ્યાન પ્રમુખ માનસિક પૂજાના નિયમો ગ્રહણ કરે છે અને તે પ્રમાણે દઢતાથી વર્તે છે ભદ્ર, સમ્યક્ત્વથી અલકૃત થયેલો પુરૂષ પોતા-

ની લક્ષ્મીનો એવો સદુપયોગ કરે છે કે જેથી તે ઉભયલોકના કાર્યો સાધે છે. સાતક્ષેત્રોની ઉન્નતિમાં તેનું દ્રવ્ય ઉદારતાથી ખર્ચાય છે અને તે સાથે તેને કીર્તિનો લોભ રહેતો નથી. તેમાં ખાસ કરીને જ્ઞાનની ઉન્નતિ અને પોતાના સાધર્મીબંધુઓનો ઉત્કર્ષ કરવામાં તે છુટે હાથે દ્રવ્યનો વ્યય કરે છે જો પોતાની પાસે દ્રવ્યનો યોગ ન હોય તો બીજાની પાસે દ્રવ્ય વ્યય કરાવે છે અને તેમ કરનારાઓને પૂર્ણ અનુમોદન આપે છે અને માનુષ્ય જીવનની સફળતા થવાના જેટલા કાર્યો છે, તેમને આચરવા યથાશક્તિ પ્રયત્ન કરે છે.

આનંદસૂરિના આ વચનો સાંભળી મુમુક્ષુના માનસમંદિરમાં કોઇ વિલક્ષણ આભાસ થઇ આવ્યો. તેનું હૃદય નિઃશંક થવાથી તેમાં શ્રદ્ધા અને આસ્તાનું એટલું બધું બળ વધ્યું કે જેથી તે સર્વ પ્રકારે હર્ષમય બની ગયો અને આનંદ ઉદધિના કલ્લોલમાં તરવા લાગ્યો. તેણે સહર્ષવદને જણાવ્યું,—"મહાનુભાવ, સમ્યકૃત્વના સદ્ગુણો સાંભળી હૃદય આનંદમય બની ગયું છે. 'આ આત્મા એ સમ્યક્ત્વને ધારણ કરી જીવનના ઉત્તમ સુખનો અધિકારી થાય ' એવી એવી ભાવનાઓ ભાવવામાં આવે છે. ધન્ય છે એ સમ્યક્ત્વ ધારીના જીવનને. ધન્ય છે એ પવિત્ર પ્રસાદીના પ્રભાવને. હૃદય નિઃશંક થયું છે, તથાપિ એક જિજ્ઞાસા પ્રગટ થઇ આવી છે. આપ મહાનુભાવે જે સમ્યકૃત્વને વર્ણવી બતાવ્યું, તે સમ્યકૃત્વના કાંઇપણ અતિચાર હશે કે નહિ ? જો હોય તો તે જાણવાની ઇચ્છા છે. નિરતિચાર સમ્યકૃત્વનો પ્રભાવ અનિર્વચનીય હશે. " આનંદસૂરિ સંતુષ્ટ થઇને બોલ્યા—"ભદ્ર, એ સમ્યકૃત્વના પાંચ અતિચાર છે. તેઓમાં પ્રથમ **શંકા** અતિચાર છે. જિન પ્રભુની વાણીમાં કોઇ જાતની શંકા લાવવી એ પ્રથમાતિચાર છે. શુધ્ધ પવિત્ર પુરૂષે એ શંકાના અતિચારનો ત્યાગ કરવો જોઇએ. નિસ્પૃહ અને સમદૃષ્ટિ એવા અર્હંતપ્રભુએ જે પ્રરૂપણા કરેલી છે, તે સર્વ રીતે સત્ય છે, તેમાં કોઇ જાતની શંકા લાવવી ન જોઇએ. કદિપણ તેમાં શંકાને અવકાશ મળવોજ ન જોઇએ. બીજો અતિચાર **આકાંક્ષા** છે. અન્ય ધર્મના અજ્ઞાન કષ્ટ દેખી

તેમજ કોઇ ચમત્કારો કે ભભકો જોઇ તે તરફ આકાક્ષા કરવી એ બીજો અતિચાર છે બીજા ધર્મના અનુયાયીઓની જાહોજહાલી જોઇ તેમની તરફ પ્રીતા થઇ જવુ એ આકાક્ષા અતિચાર લાગે છે જ્યાસુધી એવી આકાક્ષા રહે ત્યાસુધી સમ્યક્ત્વની પૂર્ણ શુદ્ધિ ગણાતી નથી તેથી એ અતિચારનો સર્વથા ત્યાગ કરવો જોઇએ ત્રીજો વિતિગિચ્છા નામે અતિચાર છે કોઇ પૂર્વના નઠારા કર્મને લઇને જ્યારે દુ ખ આવી પડે ત્યારે હૃદયમા ધર્મના ફળને માટે શકા ઉપન્ન થવી એ વિતિગિચ્છા અતિચાર કહેવાય છે જેનામા એ અતિચાર પ્રગટ થાય છે તેનામા એટલી સમ્યક્ત્વની ન્યૂનતા છે એમ સમજવું શુધ્ધ સમ્યક્ત્વધારીએ ધર્મ અને તેના ફળને માટે કોઇ જાતની શકા રાખવી ન જોઇએ

ચોથો મિથ્યાદૃષ્ટિની પ્રશસા કરવા રૂપ અતિચાર છે જેમણે ધર્મનુ યથાર્થ સ્વરૂપ જોયુ નથી, તેઓ મિથ્યાદૃષ્ટિ કહેવાય છે તેવા મિથ્યાદૃષ્ટિના કાર્યોની પ્રશસા કરવી અને તેમને ઉત્તજન આપવુ એ મિથ્યાદૃષ્ટિ પ્રશસામા આવે છે તે પછી પાચમો મિથ્યાદૃષ્ટિનો પરિચય કરવારૂપ અતિચાર છે જેના વિચાર મિથ્યાત્વથી ભરેલા હોય અથવા નાસ્તિકતાવાલા હોય તેવાઓનો સગ કરવો નહી તેમ કરવાથી મિથ્યાદૃષ્ટિની વાસના લાગી જવાથી ધર્મથી ભ્રષ્ટ થવાય છે કુસગનો ત્યાગ કરવાનુ પણ તેની અદર આવી જાય છે

ભદ્ર મુમુક્ષુ, આ પ્રમાણે સમ્યક્ત્વની અદર પાચ અતિચારો છે, તે અતિચારોનો ત્યાગ કરવાથી સમ્યક્ત્વનો પૂર્ણ પ્રકાશ પડે છે અને ભવ્ય આત્મા તેના ત્યાગથી પોતાનુ આત્મસાધન કરી શકે છે " મુમુક્ષુએ પ્રશ્ન કર્યો "ભગવન, એ અતિચારનો ત્યાગ કરવાની ભાવના ભાવવાને હું ઉદ્યુક્ત થઇશ, પરતુ કોઇ કારણથી તેનો અતરાય આવે તો ક્ષમા થઇ શકે એવો કાઈ પ્રકાર છે?"

સૂરિવર બોલ્યા—" ભદ્ર, આર્હત ધર્મના પ્રવર્ત્તકોએ ધર્મના વર્તનને માટે સૂક્ષ્મ નિરીક્ષણ કરેલુ છે તે મહાત્માઓ છદ્મસ્થ જીવ

વોના સ્વરૂપને સારી રીતે જાણતા હતા, અને તેમની શક્તિને ઓળખતા હતા. કદિ જીવો ઉત્તમ કોટીના હોય પણ જ્યાંસુધી તેમના આત્માને છદ્મસ્થપણાને સ્પર્શ થયેલો છે, ત્યાંસુધી તેઓ સ્ખલના પામ્યા વિના રહેતા નથી, એ વાત તેમના મહાન્ જ્ઞાનબલની અંદર આવેલી હતી, અને તેથી તેમણે ધર્મના વર્તનમાં કેટલાએક આગાર રાખેલા છે, જેથી ધર્મના શુદ્ધ પ્રવર્તનને કોઈ જાતનો ધક્કો લાગતો નથી. ભદ્ર, આ સમ્યક્ત્વને માટે ભગવાન અરિહંત પ્રભુએ છ આગાર દર્શાવેલા છે, જેઓ નિયમ પાળવાની મુશ્કેલીમાં એક છીંડીરૂપ ગણાય છે. જો નિયમ પાળવામાં મુશ્કેલી આવી પડે તો એ આગારરૂપી છીંડીમાંથી બચી શકાય છે, અને નિયમને અખંડિતપણે જાળવી શકાય છે.

" સૂરિવરના આ વચનો સાંભળી મુમુક્ષુ અતિ આનંદ પામી બોલ્યો " કૃપાનાથ, એ છ આગાર જણાવવાની કૃપા કરો."

સૂરિવર બોલ્યા—" ભદ્ર, જ્યારે શુદ્ધ ગુરૂ ગૃહસ્થને સમ્યક્ત્વ આપે છે, ત્યારે તે છ આગાર જણાવે છે. કારણને લઈને સમ્યક્ત્વને અનુચિત એવું કાંઇ કામ કરવું પડે ત્યારે છ આગાર રાખી શકાય છે,જેથી પ્રાપ્ત કરેલ સમ્યક્ત્વ દૂષિત થતું નથી.૧ કદિ પોતાના નગરનો રાજા આજ્ઞા કરી જોરાવરીથી અનુચિત કામ કરાવે, તો તે કામ કરતાં સમ્યક્ત્વને દોષ લાગતો નથી. ૨ કદિ જ્ઞાતિ અથવા પંચ કોઇ ન છાજે તેવું કામ કરવાની ફરજ પાડે, ૩ ચોર કે કોઇ બદમાસ માણસ જોરાવરીથી અયોગ્ય કામ કરાવે. ૪ વ્યંતર, ભૂત કે પ્રેત શરીરમાં પ્રવેશ કરી અનુચિત કામ કરવામાં ઉદ્યુક્ત કરે, ૫ ગુરૂ કે વડિલ જનાદિના આગ્રહથી કાંઈ અનુચિત કામ કરવું પડે. તથા કોઈ ધર્માચાર્યને કોઇ દુષ્ટ સંકટ દેતો હોય તેમજ જિનપ્રતિમા કે જિનાલયને ખંડન કરનારા પુરૂષનો નિગ્રહ કરવાને કોઇ સમ્યક્ત્વને ન છાજે તેવું અનુચિત કામ કરવું પડે અને ૬ દુષ્કાલ, મરકી કે દેશભંગ અથવા આજીવિકાનો નાશ થાય તેવી આપત્તિઓ આવે તેવે પ્રસંગે અયોગ્ય કાર્ય કરવું પડે—એ છ આગાર રાખવાથી સ-

મ્યકૂત્વ કલકિત થતુ નથી તેમજ અજાણતાથી, અકસ્માત્થી, આત્મિક લાભ વિશેષ મળવાથી, અને મર્વ સમાધિ વ્યત્યયથી અર્થાત્ રોગને વશ થવાથી કાઇ અનુચિત કાર્ય થઈ જાય તોપણ સમ્યક્ત્વને કલક લાગતુ નથી "

મુમુક્ષુ નિ શકપણાના આનદથી બોલ્યો—" ભગવન્, હવે મારા મનની તે ચિંતા અને શકા દૂર થઇ છે પરતુ આ ચોથા પગથીઆ વર્ત્તી જીવના કૃત્ય કેવા હોય છે તે કૃપા કરી જણાવો

સૂરિવર બોલ્યા—હે ભદ્ર આ ગુણસ્થાનવાળા જીવને વ્રત, નિયમ તો કાંઈ પણ હોતુ નથી, પરતુ દેવશ્રી વીતરાગભગવાનની તેમજ પૂર્વોક્ત લક્ષણવાળા શુદ્ધ ગુરૂ નિગ્રન્થની તથા ચતુર્વિધ શ્રી સઘની પૂજા, ભક્તિ, નમસ્કાર વાત્મલ્યાદિ કૃત્યો તે કરે છે તથા પ્રભાવિક શ્રાવક હોવાથી શાસનની ઉન્નતિ તથા શાસનની પ્રભાવના કરે છે વળી આ ગુણસ્થાનવાળા જીવ સત્યોતેર પ્રકૃતિનો બધ કરે છે, તથા મિશ્રમોહનો વ્યવચ્છેદ થવાથી અને ચાર આનુપર્વી અને સમ્યક્ત્વ મોહનો ઉદયથવાથી એકસો ચાર કર્મપ્રકૃતિને વેદે છે ક્ષાયિક સમ્યક્ત્વવાળાને ૧૩૮ કર્મપ્રકૃતિની સત્તા હોય છે, અને ઉપશમ સમ્યક્ત્વવાળાને ચોથાથી તે અગીયારમા ગુણસ્થાન પર્યંત ૧૪૮ કર્મપ્રકૃતિની સત્તા છે

મુમુક્ષુ આનદથી બોલ્યો ભગવન્ ! આ ગુણસ્થાનનુ સ્વરૂપ હવે મારા સમજવામા આવ્યુ છે, અને તેને ઉદ્દેશી આપે જે સમ્યક્ત્વનુ સ્વરૂપ સમજાવ્યુ, તે ખાતે હુ આપનો અત્યત આભારી થયો છુ. આ ચોથા ગુણસ્થાનપર આરોહણ કરવાની ઉચ્ચ ભાવના ભાવુ છુ અને આ મનુષ્ય જીવનના પ્રવાહને તે તરફ વહન કરવા ઉજમાળ થાઉ છુ હવે તે પછીના પાચમા પગથીઆ ઉપર શુ છે ? તે દયા લાવી સમજાવો. અને આ ઉત્સુક આત્માની અતરગ ઇચ્છા સફલ કરો



# પંચમ સોપાન.

## ( દેશવિરતિ )



જેમના પવિત્ર હૃદયમાં સર્વોત્તમભાવની ભાવના સ્ફુરી રહેલી છે, અને જેમની મનોવૃત્તિ સર્વદા આર્હતપદનું ધ્યાન કરી રહેલ છે, એવા આનંદ સ્વરૂપ આનંદસૂરિ ગંભીર સ્વરથી બોલ્યા—"ભદ્ર, આ નિર્મળ નીસરણી તરફ દૃષ્ટિ કરી પાંચમા સોપાન તરફ લક્ષ્ય આપ. એ સોપાનની આસપાસ જે દેખાવો આવેલા છે, તે કેટલીએક બોધનીય સૂચનાઓ આપે છે. તેની પાસે ત્રણ હીરાઓ આવેલા છે, તેઓમાં એક હીરો મધ્યપણે ચળકતો છે, અને બીજા બે હીરા ઝાંખા અને કૃષ્ણ રંગની ઝાયને પ્રસારતા નિસ્તેજ થતા દેખાય છે, અને તેમની વચ્ચે રહેલો પેલો હીરો ચળકાટમાં મધ્યમ રીતે વધતો જતો હોય તેમ દેખાય છે. જે બે ઝાંખા હીરાઓ છે, તે દરેકમાંથી કૃષ્ણ રંગના ચાર ચાર કિરણો નીકળતા જણાય છે. તે લક્ષ્યપૂર્વક જોવા જેવા છે. એ પગથીઆની આસપાસ મોટી આકૃતિવાળા દશ ચાંદલા અને સૂક્ષ્મ આકૃતિવાળા સડસઠ ચાંદલાઓ રહેલા છે. ભદ્ર, આ પગથીઆના દેખાવનો હેતુ જ્યારે તારા જાણવામાં આવશે, ત્યારે તને એક અજાયબી સાથે ઉત્તમ બોધનો લાભ થઇ આવશે. તારી માનસિક સ્થિતિમાં દિવ્ય અને આત્મિક આનંદનો લાભ થશે."

સૂરિવરના આ વચન સાંભળી પવિત્ર વૃત્તિવાળા મુમુક્ષુએ એ પાંચમા પગથીઆ તરફ દૃષ્ટિ નાંખી, અને આસપાસ તે પ્રદેશનું નિરીક્ષણ કર્યું. તે સોપાનનો સુંદર અને ચમત્કારી દેખાવ પ્રથમ દૃષ્ટિમાં અને પછી હૃદયમાં આરોપિત કર્યો. ક્ષણવાર નિરીક્ષણ કર્યા પછી

તે વિનીત વાણીથી બોલ્યો—' ભગવન્, આપના કહેવાથી આ સો પાનનો દેખાવ અવલોકયો છે હવે કૃપા કરી તે હેતુપૂર્વક સમજાવો

આનંદસૂરિ ગંભીર અને મધુર સ્વરથી બોલ્યા—"ભદ્ર, આ પાચમું સોપાન તે પાચમુ દેશવિરતિ નામે ગુણસ્થાન છે આ ગુણસ્થાનમા વર્ત્તનારો જીવ દેશ વિરતિ ધર્મનો ધારક હોય છે સમ્યક્ પ્રકારે તત્ત્વના બોધથી જીવને વૈરાગ્ય ઉત્પન્ન થાય છે, અને એ વૈરાગ્યને લઈને તે જીવ સર્વ વિરતિપણુ ઇચ્છે છે, પરંતુ તે સર્વ વિરતિને નાશ કરનાર પ્રત્યાખ્યાન નામના કષાયના ઉદયથી તે જીવ મા સર્વ વિરતિપણુ પ્રાપ્ત કરવાનુ સામર્થ્ય હોતુ નથી, તે માત્ર જ ઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ દેશ વિરતિ સાધી શકેછે

જિજ્ઞાસુએ વિનયથી પ્રશ્ન કર્યો—"મહાનુભાવ, જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ દેશવિરતિ કેવી રીતે કહેવાય ? તે કૃપા કરી સમજાવો દેશવિરતિના એ વિભાગ આજેજ મારા સાભળવામા આવ્યા" આનંદસૂરિ બોલ્યા—" ભદ્ર, જે સ્થૂલ હિંસાનો ત્યાગ કરે, મદ્યમાસ વગેરેને છોડી દે, અને પંચ પરમેષ્ઠિ નમસ્કાર તથા સ્મરણાદિ આચરે તે જઘન્ય દેશવિરતિ કહેવાય છે એ જઘન્ય દેશવિરતિ પ્રમાણે વર્ત્તનારો શ્રાવક પણ જઘન્યશ્રાવક કહેવાય છે જેમા ક્ષુદ્ર વૃત્તિનો ત્યાગ કરવામા આવે, ન્યાયથી દ્રવ્ય ઉપાર્જન કરી ધર્મની યોગ્યતાના સર્વ ગુણો ધારણ કરવામા આવે, ગૃહસ્થ ધર્મને ઉચિત એવા ષટ્ કર્મનુ આચરણ અને બારવ્રતનો સ્વીકાર કરવામા આવે, સદાચારવાન્ તે મધ્યમ દેશવિરતિનુ પ્રવર્ત્તન ગણાય છે, અને તે પ્રમાણે વર્ત્તનારો શ્રાવક પણ મધ્યમ શ્રાવક કહેવાય છે જેમા સર્વદાસચિત્ત આહારનો ત્યાગ કરવામા આવે, પ્રતિદિન એકાસણુ કરવામા આવે, સદા બ્રહ્મચર્ય ધારણ કરવામા આવે, હૃદયમા નિરંતર મહાવ્રતનો લેવાની ઇચ્છા રહ્યા કરે અને ગૃહસ્થના ધંધાની ઉપેક્ષા અથવા ત્યાગ કરવામા આવે તે ઉત્કૃષ્ટ દેશવિરતિ ગણાય છે, અને તે પ્રમાણે વર્ત્તનારો શ્રાવક ઉત્કૃષ્ટ શ્રાવક ગણાય છે.

ભદ્ર મુમુક્ષુ, આ પાંચમા ગુણસ્થાનમાં દેશવિરતિપણાનો યોગ હોવાથી તેનું દેશવિરતિ નામ પડેલું છે. આ ગુણસ્થાનની ઉત્કૃષ્ટ સ્થિતિ દેશ ઉણી ક્રોટી પૂર્વની છે. અહીં આરૂઢ થયેલા જીવનું વર્ત્તન કેટલેક દરજજે સારૂં ગણાય છે, અને તેને ધ્યાનનો સંભવ છે. ભદ્ર, જે આ પાંચમા સોપાનમાં ત્રણ હીરાઓ રહેલા છે, તે આર્હત શાસ્ત્રમાં પ્રખ્યાત એવા ત્રણ પ્રકારના ધ્યાન છે. જે બે કૃષ્ણવર્ણના ઝાંખા હીરાઓ છે, તે **આર્ત્ત** અને રૌદ્ર ધ્યાનનો દેખાવ છે, અને જે વચ્ચે ચળકાટમાં વધતો જતો હીરો છે, તે ધર્મધ્યાનનો દેખાવ છે. આ પગથીઆ ઉપર આવેલા જીવને આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાન મંદ હોય છે, તેથી તેનો ઝાંખો દેખાવ આપેલો છે, અને જે મધ્યમ રીતે ચળકતો વચ્ચેનો હીરો છે, તે ધર્મધ્યાનનો મધ્યમ દેખાવ છે, એટલે આ ગુણસ્થાન ઉપર વર્ત્તનારા જીવને ધર્મધ્યાન મધ્યમ રીતે વધી શકે છે. ઉત્કૃષ્ટ રીતે વધી શકતું નથી. કારણકે, જો તે ઉત્કૃષ્ટ રીતે વધે તો પછી તેનામાં સર્વ વિરતિપણું થવાનો પૂર્ણ સંભવ છે.

મુમુક્ષુએ પ્રશ્ન કર્યો—"ભગવન્, એ સૂચના મારા જાણવામાં આવી, પરંતુ જે બે કૃષ્ણવર્ણી અને ઝાંખા હીરાઓમાંથી દરેકના ચાર ચાર કિરણો નીકળતા દેખાય છે, એ શું હશે? તેની અંદર કાંઇ પણ ઉત્તમ હેતુ હોવો જોઇએ. તે સમજાવો.

સૂરિવર્ય બોલ્યા—"ભદ્ર, આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાનના ચાર ચાર પાયા કહેલા છે. તે ચાર ચાર કિરણોથી એ સૂચના આપે છે. આર્ત્તધ્યાનનો પેહેલો પાયો **અનિષ્ટ યોગાર્ત્ત** નામે છે. એટલે અનિષ્ટ ( નહીં ગમતા ) પદાર્થનો યોગ થવાથી જે આર્ત્તધ્યાન થાય તે. બીજા પાયાનું નામ **ઇષ્ટાયોગાર્ત્ત** છે. એટલે ઇષ્ટ પદાર્થનો વિયોગ થવાથી જે આર્ત્તધ્યાન થાય તે. ત્રીજા પાયાનું નામ **રોગચિંતાર્ત્ત** છે. રોગની પીડાથી ચિંતા થતાં જે આર્ત્તધ્યાન થાય તે. અને ચોથા પાયાનું નામ **અગ્રશોચાર્ત્ત** છે. અગ્રપણાથી શોચપણે જે આર્ત્તધ્યાન થાય તે. આ પ્રમાણે આર્ત્તધ્યાનના મુખ્ય ચાર પાયા છે, અને આ શ્યામવર્ણના ચાર કિરણો તે પાયાની સૂચના કરે છે.

વત્સ, જે બીજા હીરામાથી ચાર કિરણો નીકળે છે, તે રૌદ્રધ્યાન ના ચાર પાયા દર્શાવે છે પેહેલો પાયો હિંસાનંદ રૌદ્ર છે હિંસા કરવાના આનંદને લઇને જે રૌદ્રધ્યાન ધરવું તે બીજા પાયાનુ નામ મૃષાનંદ રૌદ્ર છે મૃષા-મિથ્યા બોલવાના આનંદથી રૌદ્રધ્યાન કરવુ તે ત્રીજા પાયાનુ નામ ચૌર્યાનંદ રૌદ્ર છે ચોરી કરવાના આનંદવડે રૌદ્રધ્યાન કરવુ તે અને ચોથા પાયાનુ નામ સંરક્ષણાનંદ રૌદ્ર છે પોતાનુ અને પોતાના પદાર્થોનુ રક્ષણ કરી આનંદ પામી રૌદ્રધ્યાન કરવુ તે આ પ્રમાણે રૌદ્રધ્યાનના ચાર પાયાઓને તે બીજા હીરાના શ્યામવર્ણવાળા કિરણો સૂચવી આપે છે આ દેશવિરતિ ગુણસ્થાનરૂપ સોપાન ઉપર વર્તનારા જીવને આર્ત્ત અને રૌદ્ર ઉભયધ્યાન પ્રાપ્ત થાય છે, પરંતુ જેમજેમ દેશ વિરતિપણું વિશેષ થતુ જાય છે, તેમ તેમ આર્ત્ત અને રૌદ્રધ્યાન મંદ મંદ થતા જાય છે તે બંને હીરાઓમા જે ઝાખાપણુ દેખાય છે તે તેતે ધ્યાનની મંદતા સૂચવેછે

"ભદ્ર, જે વચ્ચે ચલકતો હીરો છે, તે ધર્મધ્યાનને સૂચવે છે જેમ જેમ દેશ વિરતિપણુ અધિક થતુ જાય છે, તેમ તેમ ધર્મધ્યાન પણ મધ્યમ રીતે અધિક થતુ જાય છે ઉત્કૃષ્ટ ધર્મધ્યાન અહિ થઇ શકતુ નથી"

મુમુક્ષુએ પ્રશ્ન કર્યો-"મહાનુભાવ, આપે આ પાચમા ગુણસ્થાનમા મધ્યમ પ્રકારે ધર્મ ધ્યાન કહ્યુ, તે અહિં શી રીતે થાય, તે મારી પર પ્રસાદ કરી સમજાવો"

સૂરિવર સસ્મિત વદને બોલ્યા,-"ભદ્ર, દેશવિરતિપણાથી અંકિત થયેલો શ્રાવક પોતાના ગૃહસ્થ ધર્મને યોગ્ય એવા કર્મમા પ્રવર્ત્તે છે તે ગૃહસ્થ શ્રાવક પોતાના ષટ્કર્મ, અગિયાર પ્રતિમા અને શ્રાવકના બાર વ્રત પાલવાને તત્પર રહે છે, જ્યારે પોતાના ગૃહસ્થ ધર્મમા તે યથાર્થ રીતે પ્રવર્ત્તે છે, ત્યારે તેનામા અવશ્ય ધર્મધ્યાન પ્રાપ્ત થાય છે તે ધર્મધ્યાન દેશવિરતિપણુ હોવાથી મધ્યમ સ્થિતિમા રહે છે ઉત્કૃષ્ટ સ્થિતિમા આવી શકતુ નથી"

"મહાનુભાવ, ગૃહસ્થ શ્રાવકના ષટ્કર્મ અને બાર વ્રત ક્યા? તે સંક્ષેપમાં આપના મુખે સાંભળવાની ઈચ્છા છે" મુમુક્ષુએ આનંદ પૂર્વક પુછ્યું.

સૂરિવરે મધુર વચને કહ્યું, કે જૈનશાસ્ત્રોમાં તે નીચે મુજબ કહેલ છે.

देवपूजा, गुरूपास्तिः, स्वाध्यायः संयमस्तपः ॥
दानंचेति गृहस्थानां, षट्कर्माणि दिने दिने ॥१॥

ભાવાર્થ—"૧ ગૃહસ્થ શ્રાવકે શ્રી વીતરાગ સર્વજ્ઞ પ્રભુની પ્રતિમાની પૂજા—ભક્તિ કરવી. ૨ ત્રિકરણ શુદ્ધિથી શુદ્ધ ગુરૂની સેવા કરવી. ૩ હમેશાં અમુક સમય સુધી સ્વાધ્યાય કરવો. ૪ મન, વચન અને કાયાથી ઇંદ્રિયોનું દમન કરવું. ૫ યથાશક્તિ તપસ્યા કરવી. અને ૬ સાત ક્ષેત્રોમાં દાન આપવું. એ ષટ્કર્મ ગૃહસ્થ શ્રાવકે હમેશાં આચરવા જોઈએ.

ગૃહસ્થ શ્રાવકે હમેશાં બાર વ્રત પાળવાના છે, તેમાં પહેલા વ્રતમાં સ્થૂલ હિંસાનો સર્વથા ત્યાગ કરવો. ૨ સ્થૂલ મૃષાવાદનો ત્યાગ. ૩ સ્થૂલ ચોરીનો ત્યાગ, ૪ પરસ્ત્રીનો ત્યાગ, ૫ સ્થૂલ પરિગ્રહનું પરિમાણ કરવું, ૬ પોતાને જવા માટે દિશાનું અમુક પરિમાણ કરવું. ૭ ભોગોપભોગ કરવામાં નિયમ કરવો, એટલે ભક્ષ્યાભક્ષ્યનો નિયમ કરવો. ૮ અનર્થ દંડ વિરમણ, ૯ સામાયિક વ્રતનું ગ્રહણ કરવું, ૧૦ દેશાવકાશિક વ્રત, ૧૧ પૌષધોપવાસવ્રત કરવું અને ૧૨ અતિથિ સંવિભાગ—અતિથિનો સત્કાર કરવો. એ ગૃહસ્થ શ્રાવકના બાર વ્રત કહેલા છે. જો ગૃહસ્થ ષટ્કર્મ અને બાર વ્રત ધારણ કરી પોતાના વ્યવહારમાં પ્રવર્ત્તે તો દેશ વિરતિમાં ચડી-આતો થઈ ક્રમે ક્રમે ઉત્કૃષ્ટ ભાવે સર્વ વિરતિનો અધિકારી બને છે."

મુમુક્ષુ પ્રસન્ન થઈને બોલ્યો "ભગવન્ ગૃહસ્થ શ્રાવકના ષટ્-કર્મ અને બારવ્રત આપના મુખથી સાંભળી મને અતિશય આનંદ થયોછે. જો કે તે વિષે હું યથાશક્તિ જાણુતો હતો. તોપણ આપની

વાણીદ્વારા તે વાત જાણી મને અતિ આનદ થયો છે હવે આ પા ચમા ગુણસ્થાન વિષેના દેખાવની સૂચના કૃપા કરી મ ભળાવો "

સૂરિવર ઉત્સાહથી બોલ્યા-" ભદ્ર જે આ સોપાનની આસપાસ મોટી આકૃતિવાલા દશ ચાદલા રહેલા છે, તે દશ કર્મપ્રકૃતિની સૂચના કરેછે અપ્રત્યાખ્યાન ચાર કષાય, મનુષ્ય ગતિ, મનુષ્યનુ આયુષ્ય, મનુષ્ય આનુપૂર્વી, પ્રથમ સહનન, ઔદારિક શરીર, અને ઔદારિક અગોપાગ, આ સર્વ મળી દશ કર્મપ્રકૃતિનો આ ગુણસ્થાનમા રહેલો જીવ બધવ્યવચ્છેદ કરે છે, અને તે દશ મોટા ચાદલાની પાસે બીજા સડસઠ ચાદલાઓ છે તે ત્યા રહેલા જીવને કર્મની સડસઠ પ્રકૃતિઓનો બધ સૂચવે છે

મુમુક્ષુએ સૂક્ષ્મ દૃષ્ટિથી પુન અવલોકન કરી પુછ્યુ, " મહાનુભાવ, આ પગથીઆની આસપાસ ઝીણા ઝીણા કિરણો પડતા દેખાય છે એ શું હશે ?

સૂરિવર બોલ્યા—" ભદ્ર, તારી સૂક્ષ્મ દૃષ્ટિ જોઇ હુ પ્રસન્ન થયો છુ એ કિરણોમા પણ એક ખાસ સૂચના રહેલી છે એ કિરણો ઉપરથી ત્યા રહેલા જીવને કર્મના ફલભોગવવાની અને કર્મપ્રકૃતિની સત્તાની સૂચના છે તે ઉપરથી જાણવાનુ છે કે, ચાર અપ્રત્યાખ્યાન, મનુષ્યાનુપૂર્વી તિર્યચાનુ પૂર્વી, નરકત્રિક, દેવત્રિક વૈક્રિય, દુર્ભગ, અનાદેય, અયશ કીર્તિ, એ સત્તર કર્મપ્રકૃતિનો ઉદય વ્યવચ્છેદ થવાથી જીવ ત્યા સત્યાશી કર્મપ્રકૃતિનુ ફલ ભોગવે છે અને એકસો આડત્રીશ પ્રકૃતિની સત્તા છે આ સૂચના પણ સારી રીતે મનન કરવા જેવી છે "

મુમુક્ષુ એ આનંદના આવેશથી જણાવ્યુ,—" ભગવન્, આ પાચમા સોપાનને માટે જે વ્યાખ્યાન આપ્યુ, તે સાભળી મારા હૃદયની ભાવનામા ઊડી છાપ પડી છે દેશ વિરતિ ધર્મ પણ જો ગુઢ રીતે સાચવવામા આવે તો તે આત્મિક ઉન્નતિનો ઉત્તમ માર્ગ દર્શાવે છે, અને અધમ દશામાથી મુક્ત કરાવી અધ્યાત્મિક દશા

નો મહા માર્ગ દર્શાવે છે, અને સર્વ વિરતિપણાનો દિવ્ય સ્વાદ ચખાડી મોક્ષ માર્ગની સમીપ લઇ જાય છે, તેથી આ નીસરણીનું પાંચમું પગથીયું પણ ઇચ્છવા લાયક છે. સર્વ ગૃહસ્થ શ્રાવકો જો શુદ્ધ આચરણથી આ ગુણસ્થાનપર વિશ્રાંતિ કરે તો તેઓ તેમના જીવનની ખરેખરી વિશ્રાંતિ મેળવે છે."

આનંદમુનિએ આનંદ ધરીને કહ્યું, "ભદ્ર, તારી ભાવના જાણી સંતોષ થાય છે. આવી ભાવનાઓને ભાવનારા આત્માઓ ભવ્ય જીવોમાં અગ્રેસર ગણાય છે, અને પોતાના માનુષ્ય જીવનને સાર્થક કરનારા થાય છે.

વળી હે ભદ્ર, આ પાંચમા ગુણસ્થાન ઉપરનાં જે જે ગુણસ્થાન છે તેમાંથી તેરમું બાદ કરીને બાકીના સર્વ ગુણસ્થાનકોની પૃથક્ પૃથક્ અંતર્મુહૂર્ત માત્ર સ્થિતિ છે,અને છઠું તથા સાતમું ગુણસ્થાન હિંડોળા સમાન હોવાથી તેનું ઉત્કૃષ્ટ કાલમાન દેશ ઉણું પુર્વ કોટી વર્ષ છે. આ રીતે આ પંચમ મોક્ષપદ સોપાનનું સ્વરૂપ છે. હવે ઉપર છઠ્ઠા સોપાનને વિષે જે સૂચનાઓ છે, તે તને કહેવામાં આવશે, તે સાવધાન થઇ સાંભળજે. તારા હૃદયની ભાવના જાણી મને ઉપદેશ આપવાની વિશેષ પ્રીતિ ઉત્પન્ન થાય છે.





# ષષ્ઠ સોપાન.

## ( પ્રમત્ત સંયત ગુણસ્થાન. )



અનંત, અક્ષય, અવિનાશી, અવ્યાબાધ, અજરામર, અને અગુરૂલઘુ એવા આત્મસ્વરૂપને જાણનારા, અને તેમાંજ રમણ કરનારા મહાનુભાવ આનંદસૂરિ હૃદયમાં ક્ષણવાર ધ્યાન કરી અને આત્મસ્વરૂપના દર્શન કરી મેઘના જેવી ગંભીર વાણીથી બોલ્યા—"ભદ્ર મુમુક્ષુ, આ ચૌદ પગથીઆવાળી નીસરણીના છઠ્ઠા સોપાન ઉપર દૃષ્ટિ નાખ અને સૂક્ષ્મરીતે તેનું અવલોકન કર. પ્રાયે કરીને આ છઠ્ઠા સોપાન ઉપર સાધુઓનુંજ સ્થાન હોય છે. સર્વ વિરતિપણે અલંકૃત એવા સાધુઓ આ પગથીઆ ઉપર આવે છે. આ સોપાનનું નામ **પ્રમત્તસંયત** ગુણસ્થાન કહેવાય છે. ભદ્ર, જો, આ પગથીઆની પાસે ચાર ટેકા મુકેલા છે અને તેની નીચે પડી જવાય તેવો ઢાળ ઉતાર્યો છે. તેની આસપાસ ત્રેસઠ ચાદલાઓ છે અને તેમાંથી એકાંગી કિરણો નીકળે છે જેનો સુંદર દેખાવ પ્રેક્ષકને જુદીજ ભાવનામાં આકર્ષી લઈ જાય છે." સૂરિવરના આ વચન સાંભળી મુમુક્ષુએ પોતાની તીવ્ર દૃષ્ટિ તે તરફ પ્રસારી અને સૂક્ષ્મતાથી તેનું નિરીક્ષણ કરવા લાગ્યો. ક્ષણવાર નિરીક્ષણ કર્યાં પછી તે આનંદવદને બોલ્યો. "ભગવન્, અહા! શો સુંદર દેખાવ છે? જેમ વિશેષ અવલોકન કરૂં છું, તેમ તેમ વિશેષ ચમત્કારી આનંદ આવતો જાય છે. મારીપર કૃપાવર્ષા પ્રસારી આ દેખાવની સૂચનાઓ પ્રગટ કરો અને મારા આત્માને પ્રબોધમય આનંદના મહાન્ સાગરમાં મગ્ન કરાવો." આનંદસૂરિ ઉંચે સ્વરે બોલ્યા—"ભદ્ર, આ છઠ્ઠા

પ્રમત્ત સંયત ગુણુસ્થાનવાળા સર્વ વિરતિ સાધુઓ કહેવાય છે. જો કે સાધુ પંચમહાવ્રતના ધારક હોય છે, તથાપિ પ્રમાદના સેવનથી તેઓ પ્રમત્ત થઇ જાય છે, તેથી કરીને તેઓ આ સ્થાનમાં વર્ત્તે છે." મુમુક્ષુએ વચ્ચે પ્રશ્ન કર્યો—"ભગવન્, પંચમહાવ્રતને ધારણુ કરનારા અને સર્વદા ઉપયોગમાં રહેનારા સાધુઓ પ્રમત્ત શીરીતે થાય? તે વિષે મારા મનમાં શંકા ઉત્પન્ન થાય છે."

આનંદસૂરિએ ઉમંગથી ઉત્તર આપ્યો—"ભદ્ર, તારી શંકા યોગ્ય છે. સાધુઓ પણુ કોઇવાર પ્રમાદના ફાંસામાં સપડાઇ જાય છે. અને તેથી તેઓ પ્રમત્ત કહેવાય છે. આ જગત્‌માં પાંચ પ્રકારના પ્રમાદ છે. ૧ મદ્ય, ૨ વિષય, ૩ કષાય, ૪ નિદ્રા અને ૫ વિકથા. એ પ્રમાદ જીવને સંસારમાં નાખે છે અને અનેક જાતની ઉપાધિઓમાં પાડે છે સાધુ પંચ મહાવ્રતને ધારણુ કરનાર હોય પણુ જો એ પાંચમાંથી કોઈએક પ્રમાદનું સેવન કરે તો તે પ્રમત્ત થઇ જાય છે. જે સાધુ એ પંચવિધ પ્રમાદમાંથી એક પ્રમાદથી યુકત હોય અને જો ચોથો કષાય સંજ્વલનનો ઉદય હોય તો તે સાધુ પણુ અંતર્મુહૂર્ત્ત સુધી પ્રમત્ત થાય છે. જો અંતર્મુહૂર્તથી વધારે પ્રમાદ સહિત વર્તે તો તે આ પ્રમત્ત ગુણુસ્થાનનામના છઠ્ઠા પગથીઆની નીચે પડી જાય છે. અને અંતર્મુહૂર્તમાં પાછો પ્રમાદરહિત થઈ જાય તો તે ફરી ઉપરના અપ્રમત્ત ગુણુસ્થાન ઉપર ચડી જાય છે.

ભદ્ર, જે આ છઠ્ઠા પગથીઆની નીચે ઢાળ દેખાય છે, તે એવું સૂચવે છે કે, સાધુ વધારેવાર પ્રમત્ત રહે તો તે અહિંથી નીચે ખસી પડે છે. જે આ સોપાનની પાસે ચાર ટેકા મુકેલા છે તે ધર્મધ્યાનના ચાર પાયા છે. જે **આજ્ઞા, અપાય, વિપાક** અને **સંસ્થાન** એવા નામથી ઓલખાય છે. તે આ ગુણુસ્થાનમાં ધર્મધ્યાનનો સંભવ છે એમ દેખાડે છે જે આ દેખાવ ઘણીજ ઉત્તમ પ્રકારની સૂચના કરે છે.

મુમુક્ષુએ દીર્ઘ વિચાર કરી પ્રશ્ન કર્યો—"ભગવન્, આ ગુણુસ્થાનનું નામ **પ્રમત્તસંયત** છે, તો અહિં ધર્મધ્યાન શી રીતે સં-

સભવે ? અહિ તો આર્ત્ત તથા રૌદ્ર ધ્યાન હોવા જોઈએ મારી આ શકાને કૃપા કરી દૂર કરો"

આનદસૂરિ આનદ ધરીને બોલ્યા-"ભદ્ર, તારી શકા યોગ્ય છે તેનુ સમાધાન એકાગ્રચિત્તે સાભળ "આ છઠ્ઠા ગુણસ્થાનમા મુખ્ય તો આર્ત્ત ધ્યાનજ છે અને તેને લઈને રૌદ્ર ધ્યાનનો પણ સભવ છે કારણકે, પ્રમત્તપણાને લઈને અહિં હાસ્ય વગેરે છ નોકષાય પ્રવર્તે છે તથાપિ ગૌણપણે અહીં ધર્મધ્યાન પણ રહેલુ છે પરતુ તે આજ્ઞાદિ સાલબન ધર્મધ્યાન છે, નિરાલબન ધર્મધ્યાન નથી

મુમુક્ષુએ પુન પ્રશ્ન કર્યો—"ભગવન્, એ ધર્મ ધ્યાનના ચાર પાયાનુ યથાર્થ સ્વરૂપ મને સમજાવો"

આનદસૂરિ બોલ્યા—ભદ્ર, ધર્મધ્યાનનો પ્રથમ પાયો આજ્ઞા ચિતન છે ભવ્ય આત્મા એવું ચિંતવન કરે કે, "સર્વજ્ઞ અર્હત પ્રભુએ અવચનદ્વારા જે કાઈ આજ્ઞા અથવા કથન કરેલ છે તે સત્ય છે જે વસ્તુનુ યથાર્થ સ્વરૂપ મારા સમજવામા આવતુ નથી, તે મારી બુદ્ધિની મદતા છે, અથવા દુષમકાળનો પ્રભાવ, તેમજ સશય છેદનાર ગુરૂનો અભાવ ઇત્યાદિ છે, તેમજ અર્હત પ્રભુ નિ સ્વાર્થ, એકાત હિતકારી અને અમૃષાવાદી છે તેમણે જે કથનકરેલુ છે, તે યથાર્થ છે" આ પ્રમાણે ચિંતવન કરવુ, તે ધર્મધ્યાનનો 'આજ્ઞાવિચય નામે પહેલો પાયો છે ધર્મધ્યાનનો બીજો પાયો અપાયવિચય નામે છે તેમા ભવ્ય જીવ એવુ ચિતવન કરે કે, 'આ લોકમા રાગ, દ્વેષ, કષાય વગેરે આશ્રવોથી ઇહલોક પરલોકમા અપાય (કષ્ટ) ઉત્પન્ન થાય છે અને તે મહાન્ અનર્થના હેતરૂપ છે " ધર્મ ધ્યાનનો ત્રીજો ભેદ વિપાક વિચય છે તેમા જીવ આ પ્રમાણે ચિંતવન કરે છે "ક્ષણે ક્ષણે કર્મના ફલનો વિચિત્ર રૂપે ઉદય થાય છે, તેનાથી જીવને સુખ દુ ખ પ્રાપ્ત થાય છે, તેથી સુખદુ ખ ભોગવતા હર્ષ શોક કરવો નહી, અને એ પૂર્વકૃત કર્મનો વિપાક છે, એમ સમજવુ " ધર્મધ્યાનનો ચોથો ભેદ સસ્થાન વિચય છે તેમા જીવ એવુ ચિંતવન કરે કે, "આ લોક સંસ્થાન પુરૂષાકારે છે તે અનાદિ અને અનત છે તેની

અંદર રહેલા સર્વ પદાર્થો ઉત્પાદ, વ્યય અને ધ્રુવ રૂપ છે.” આ પ્રમાણે ચાર પાયાવાળું આલંબન યુકત ધર્મધ્યાન છઠ્ઠા પ્રમત્ત સંયત ગુણસ્થાનમાં ગૌણ રૂપે છે.” પરંતુ સપ્રમાદ હોવાથી મુખ્યતા નથી. મુમુક્ષુએ કહ્યું, “મહાનુભાવ, સાલંબન અને નિરાલંબન ધ્યાન વિષે કૃપા કરી સમજાવો.”

આનંદસૂરિ બોલ્યા—“જે ધ્યાનમાં કાંઇ પણ આલંબન હોય એટલે ધ્યેય વસ્તુને આલંબન સહિત ચિંતવવામાં આવે તે સાલંબન ધ્યાન કહેવાય છે. અને જેમાં કોઇ જાતનું આલંબન ન હોય શુદ્ધ રીતે ધ્યેય વસ્તુનું ચિંતવન થતું હોય તે નિરાલંબન ધ્યાન કહેવાય છે. એ નિરાલંબન ધ્યાન જ્યાંસુધી પ્રમાદ હોય ત્યાંસુધી હોતું નથી. કારણ, પ્રમત્ત ગુણ સ્થાનમાં મધ્યમ ધર્મ ધ્યાનની પણ ગૌણતા કહેલી છે, મુખ્યતા કહેલી નથી; એટલે આ પ્રમત્તગુણસ્થાનમાં નિરાલંબન ધર્મ ધ્યાનનો સંભવજ નથી.”

મુમુક્ષુએ મનમાં તર્ક કરીને પ્રશ્ન કર્યો—“ભગવન્, અહિં કદિ મુનિ નિરાલંબન ધર્મધ્યાનનો આશ્રય કરે તો તેથી શી હાનિ થાય?” આનંદ મુનિએ ઉત્તર આપ્યો—“ભદ્ર, જો મુનિ પ્રમાદી થઇને સામાયિક વગેરે ષડાવશ્યકનો ત્યાગ કરી નિશ્ચલ નિરાલંબન ધર્મ ધ્યાનનો આશ્રય કરે તો તે મિથ્યાત્વ મોહિત ભાવથી મૂઢ થઇ જાય છે, તેથી સર્વજ્ઞ પ્રણીત જૈનાગમનું રહસ્ય તેના જાણવામાં આવતું નથી, એથી વ્યવહારને દૂર કરી બેઠો છે અને તે નિશ્ચયને પ્રાપ્ત કરી શકયો નથી. કારણકે, જૈન સિદ્ધાંતના જ્ઞાન વિના વ્યવહારપૂર્વક નિશ્ચયને સાધી શકાતો નથી. તેને માટે શાસ્ત્રમાં ખાસ લખે છે કે, **“જો જૈન મતને અંગીકાર કરતા હો, તેમજ જૈન મતના સાધુ થતા હો તો વ્યવહાર અને નિશ્ચયનો ત્યાગ કરો નહીં. જો વ્યવહારનો ત્યાગ કરશો તો તીર્થનો ઉચ્છેદ થઈ જશે.”** આ ઉપરથી સમજવાનું છે કે, વ્યવહાર અને નિશ્ચય સર્વદા ધારણીય અને આદરણીય છે. તે ઉપર એક દૃષ્ટાંત છે. જેમ કોઇ ગૃહસ્થ હમેશાં પગે ચાલી ફરે છે, તેને કોઇ વાર કોઇ અધિકારી અથવા

ધનવાન્ ગૃહસ્થે પોતાની સુ દર ઘોડા ગાડીમા બેસારી ફેરવ્યો, આથી તેને ફરવાનો આન દ પ્રાપ્ત થયો, પછી તેને પગે ફરવુ રૂચિકર થયુ નહીં,તેથી તે હમેશા પેલા ગાડીવાલા ગૃહસ્થની ગાડીમા ફરવાની અભિલાષા કરી રહ્યોછે,આથી તે પગે ચાલી ફરવા નીકળતો નથી તેમ પેલો ગાડી વાળો ગૃહસ્થ ફરીવાર તેને પોતાની ગાડીમા ફરવા લઇજતો નથી આથી ગાડીનો આન દ તેને મળતો નથી,અને તે પગે ચાલી ફરવા નીકળતો નથી, તેથી તે ઉભયભ્રષ્ટ થઇ સદા ચિંતાના દુ ખમા મગ્ન રહે છે તેવીજ રીતે (આ જીવ) સાધુ કદાગ્રહરૂપ ભૂત વળગી જવાથી આ પ્રમત્ત ગુણસ્થાનવડે માધ્ય અને સ્થૂલ રીતે પુણ્યની પુષ્ટિના કારણરૂપ ષડાવશ્યકાદિ કષ્ટ ક્રિયા કરતો નથી, તેને પગે ચાલવા જેવુ ગણ્યુ છે, અને પ્રમત્ત ગુણસ્થાનમા જેનો લાભ કદાચિત્ થઇ શકે છે, એવુ નિર્વિકલ્પ, મનોજનિત, સમાધિરુપ નિરાલ બન ધ્યાનના અ શને કે જે પરમાન દ સુખના સ્વારૂપ છે, તેને ઘોડા ગાડીમા બેશી ફરવા જેવુ ચિત્તમા રહેવાથી તેની અભિલાષા રહેતા પ્રમત્ત ગુણસ્થાન ગતષડાવશ્યકાદિ કષ્ટ ક્રિયા કર્મનુ સમ્યક્ રીતે આરાધન કરતો નથી અને નિરાલ બન ધ્યાનાશતો પ્રથમ સ હનનના અભાવથી પ્રાપ્ત થઈ શકતુ નથી, તેથી ઉભય ભ્રષ્ટ થાય છે તેથી સાધુએ આવશ્યકાદિ ક્રિયા અવશ્ય કરવી જોઇએ આવશ્યક ક્રિયાનો ત્યાગ કરી નિરાલ બન ધ્યાનનો પ્રયત્ન કરવો એ અનુચિત છે ”

મુમુક્ષુએ શ કા લાવી પુછ્યુ, “ મહાનુભાવ, આપ નિરાલ બન ધ્યાનની ભારે પ્રશ સા કરો છો તેથી તે ધ્યાન સર્વોત્તમ છે, તો તે ધ્યાન કરવાનો પ્રયત્ન શામાટે ન કરવો?”

આન દ સૂરિ બોલ્યા—“ભદ્ર આ પ ચમકાલમા એ ધ્યાન પ્રાપ્ત કરી શકાતુ નથી, તેથી આવશ્યકાદિ ક્રિયાઓ છોડી તેને માટે પ્રયત્ન કરવો અનુચિત છે, તેને માટે તો હૃદયમા સતત મનોરથો કરવાના છે આપણા આર્હત ધર્મના મહર્ષિઓએ તેને માટે મહાન મનોરથો કરેલા છે જે મનોરથો સાભળતા આપણુને હૃદયમા મહાન દ પ્રાપ્ત થાય છે તે મહાનુભાવો કહેતા હતા કે, “ ચિત્ત વૃ-

ત્તિનો નિરોધ કરી, ઇંદ્રિયોનો સમૂહ તથા તેના વિષયોને દૂર કરી શ્વાસોચ્છ્વાસની ગત્યાગતિનું રોધન કરી, ધૈર્ય ધારણ કરી, પદ્માસન-વાળી કલ્યાણ કરવા નિમિત્તે, વિધિયુક્ત કોઇ પર્વતની કંદરામાં બેસી અને એક વસ્તુપર દૃષ્ટિ સ્થિર કરી એકાંતે અંતર્મુખ રહેવાનો લાભ ક્યારે પ્રાપ્ત થશે?

ચિત્ત નિશ્ચલ થતાં, રાગ, દ્વેષ, કષાય, નિદ્રા, અને મદ શાંત થતાં, ઇંદ્રિયોના વિકારો દૂર થતાં, ભ્રમારંભક અંધકાર પ્રલય થતાં જ્ઞાનનો પ્રકાશ થતાં અને આનંદ પ્રગટ થઇ વૃદ્ધિ પામતા આત્મ અ-વસ્થામાં રહેલા મારા જીવની વનના ક્રૂર સિંહો ક્યારે રક્ષા કરશે? વળી એક સૂરપ્રભ નામના આચાર્ય કહે છે કે, હે ભગવન્, તમારા આગમરૂપી ભેષજથી, રાગરૂપ રોગ નિવર્ત્તવાથી નિર્મળ ચિત્ત યુક્ત થયે, ક્યારે એવો દિવસ આવશે કે જે દિવસે હું સમાધિરૂપ લક્ષ્મીનું દર્શન કરીશ? ઇત્યાદિ. વળી મહાત્મા શ્રી હેમચંદ્રસૂરિ કહે છે કે, વનમાં પદ્માસનથી બેઠા થકાં મારા ખોળામાં મૃગનું બચ્ચું આવી બેસે, અને હરણનો સ્વામી કાળીયાર મારા મુખને સુંઘે તે વખતે હું મારી સમાધિમાં નિશ્ચલ રહું? તેમજ શત્રુમાં, મિત્રમાં, તૃણમાં, સ્ત્રીયોમાં, સુવર્ણમાં તેમજ પાષાણમાં, મણિમાં તેમજ માટીમાં અને મોક્ષમાં તેમજ સંસારમાં એક સરખી બુદ્ધિવાળો હું ક્યારે થઇશ?

તેવીજ રીતે મંત્રી વસ્તુપાળ, તથા પરમતમાં ભર્તૃહરિએ પણ મનોરથો કરેલા છે. અને જે મનોરથ જે કરે છે, તે દુષ્પ્રાપ્ય વસ્તુનો જ કરે છે, પરંતુ જે વસ્તુ કષ્ટવિના સુખે મળતી હોય તેનો મનોરથ કોઇ કરતું પણ નથી. જેથી હે મુમુક્ષુ? પ્રમત્ત ગુણસ્થ વિવેકી પુરૂ-ષોએ પરમ સંવેગ ભાવથી અપ્રમત ગુણસ્થાનનો સ્પર્શ કર્યો હોય તો પણ સર્વ પ્રકારે પરમ શુદ્ધ પરમાત્મતત્ત્વ સંવિત્તિનો મનોરથ કરવો. પરંતુ ષટ્કર્મ, પડાવશ્યકાદિ વ્યવહાર ક્રિયાનો પરિહાર કરવો નહીં.

"ભદ્ર, આવા આવા ધ્યાનના મનોરથો કરી આપણા પંચમ કાળના પૂર્વાચાર્યો ભવ્ય ભાવનાઓ કરતા હતા, પણ પોતાના નિત્યા-

મુક્ષાનથી તદ્દન વિમુખ થતા નહતા આ ઉપરથી સાધુઓએ સમજ વાનુ છે કે, રાત્રિદિવસ લાગેલા દૂષણોનો ઉચ્છેદ કરવાને અવશ્ય ષડાવશ્યાદિક ક્રિયાઓ જ્યાસુધી ઉપરના ગુણસ્થાનોથી સાધ્યને નિરાલંબન ધ્યાન પ્રાપ્ત ન થાય ત્યાંસુધી કરવી જોઈએ

મુમુક્ષુએ પ્રસન્નતાથી કહ્યુ', " ભગવન્, આપની આ વાણી એ મારા અંતરાત્માને પ્રસન્ન કર્યો છે, હવે આ પગથીઆ ઉપર જે ત્રેશઠ વાદળાઓ છે, અને તેમાથી જે એકાશી કિરણો નીકળે છે, તે દેખાવની સૂચના સમજાવો "

આનંદ મુનિએ કહ્યુ, "ભદ્ર, આ પ્રમત્ત ગુણસ્થાન રૂપ છઠ્ઠા પગથીઆપર વર્ત્તનારા જીવને ચાર પ્રત્યાખ્યાનનો બંધ-વ્યવચ્છેદ હોવાથી તે ત્રેશઠ પ્રકૃતિનો બંધ કરે છે, એ સૂચવવાને માટે આ ત્રેશઠ વાદળાનો દેખાવ છે અનેઅહિં તિર્યંગ્ગતિ, તિર્યંગાનુપૂર્વી નીચ ગોત્ર, ઉદ્યોત તથા ચાર પ્રત્યાખ્યાન,એ આઠ પ્રકૃતિનો ઉદય વ્યવચ્છેદ થવાથી તેમજ આહારક શરીર અને આહારક અંગોપાંગનો ઉદય હોવાથી તે એકાશી પ્રકૃતિ વેદે છે, એ વાત સૂચવવાને આ એકાશી કિરણોનો દેખાવ આપેલો છે સર્વ મળીને એકસો આડત્રીશ પ્રકૃતિની સત્તા આ સ્થળે દર્શાવી છે.

ભદ્ર, આ સૂચનાનુ મનન કરી તુ તારા આત્માની સ્થિતિનો વિચાર કરજે. તે વિચાર કરવાથી તુ તારા શુદ્ધ સ્વરૂપને ઓળખી શકીશ અને છેવટે તારા ચિદાનંદ સ્વરૂપનો આનંદ મેળવી શકીશ આ માનવ જીવનની મહત્તાનો પરમલાભ મેળવવાને માટે એજ પરમ અને શ્રેય સાધક કર્ત્તવ્ય છે





# સપ્તમ સોપાન.

## ( અપ્રમત્ત ગુણસ્થાન. )



મહાનુભાવ આનંદ સૂરિ હૃદયમાં ધર્મધ્યાન કરી અને આત્મસ્વરૂપનું ચિંતવન કરી મધુર વાણીથી બોલ્યા —"ભદ્ર, હવે તને તારા સ્વાનુભવનો ખ્યાલ થયો હશે. આ સુંદર નિસરણીના દેખાવો તારા હૃદયમાં વિશેષ પ્રકાશ પાડતા જાય છે. તારી દિવ્ય અને જ્ઞાનમય દૃષ્ટિ પૌદ્ગલિક અને આત્મિક ઘડીઓનું યથાર્થ નિરીક્ષણ કરવાને સમર્થ થઈ છે. બાહ્ય અને આંતર પદાર્થોનું પૃથક્કરણ કરવાની અગાધ શક્તિ તને પ્રાપ્ત થતી આવે છે.

વત્સ. હવે આ નીસરણીના સાતમા પગથીઆ ઉપર દૃષ્ટિ કર. એ સુંદર સોપાનની અંદર જે દેખાવો આપેલા છે, તે દર્શનીય અને બોધનીય છે. આ સુંદર સોપાનના દેખાવો ખરે ખર ચમત્કારી છે. તેમનું સૂક્ષ્મ દૃષ્ટિથી નિરીક્ષણ કર અને તેનો બુદ્ધિ તત્ત્વથી વિચાર કર."

મુમુક્ષુ બોલ્યો—"મહાનુભાવ, આ સુંદર સોપાન મારા દૃષ્ટિમાર્ગમાં આવેલ છે, પરંતુ તેના ચમત્કારી દેખાવોની સૂચનાઓ મારા ધ્યાનમાં આવતી નથી, તે કૃપા કરી સમજાવો."

આનંદસૂરિ સાનંદ વદને બોલ્યા—"ભદ્ર આ સોપાનની અપૂર્વ શોભા જોવા જેવી છે. તેની આસપાસ ચાર જ્યોતિના દીવાઓ પ્રકાશી રહ્યા છે. તેની બાહેર થોડે છેટે છ રત્નમય પેટીઓ પડેલી છે, પગથીઆની કોર ઉપર સાત ચાંદલાઓ છે અને તેમાંથી અઠ્ઠાવન,

ઓગણસાઠ અને છોનેર એમ જૂદા જૂદા કિરણો નીકળે છે, જે એ કદર એકસો આડત્રીશની સખ્યાએ પહોચે છે આ દેખાવોની અદર એવુ મનોહર રહસ્ય રહેલુ છે કે, જે ઉપરથી ભવ્યઆત્મા પોતાની આત્મિકસ્થિતિનુ સ્વરૂપ સમજી શકે છે

ભાઈ મુમુક્ષુ, આ સાતમા પગથીઆનુ સ્વરૂપ જાણવા જેવુ છે આ સોપાન **અપ્રમત્ત ગુણસ્થાન**ના નામથી ઓળખાય છે પચમહાવ્રતને ધારણ કરનાર મુનિ પાચ પ્રકારના પ્રમાદને અભાવે આ પગથીઆ ઉપર આરોહણ કરનારા થાય છે આ સ્થાનપર વર્ત્તનારા જીવને સજ્વલન ચાર કષાય તેમજ નોકષાયનો ઉદય જેમ જેમ મદ થતો જાય છે, તેમ તેમ તે અપ્રમત્ત થતો જાય છે આ ગુણસ્થાનપર આવેલા જીવો મોહનીય કર્મનો ઉપશમ કરવામા તેમજ ક્ષય કરવામા નિપુણ થતા જાય છે અને તેમ થવાથી તેઓ સદ્ધ્યાનનો આરભ કરે છે, અને તે માથી અનેક જાતના આત્મિક લાભો મેળવે છે "

મુમુક્ષુએ પ્રશ્ન કર્યો—" ભગવન, મોહનીય કર્મ કેવુ હશે? અને તેના ઉપશમ કે ક્ષય કરવાથી શો લાભ થતો હશે?"

આનદના ઉદધિમા મગ્ન થયેલા આનદ મુનિ મધુર સ્વરથી બોલ્યા—" ભદ્ર, જેમાથી જીવને મોહ ઉત્પન્ન થાય છે, તે મોહનીય કર્મ કહેવાય છે તે મોહનીયકર્મની સમ્યક્ત્વમોહ, મિશ્રમોહ, મિથ્યાત્વ મોહ, અને અનતાનુબધીચાર—આ સાત પ્રકૃતિ વિના એકવીશ પ્રકૃતિ રૂપ મોહનીય કર્મને ઉપશમ કરવામા તેમજ ક્ષય કરવામા જ્યારે પવિત્ર મુનિ સન્મુખ થાય છે, ત્યારે તે મહા મુનિ સાલબન ધ્યાનનો ત્યાગ કરી નિરાલબન ધ્યાનમા પ્રવેશ કરવાનો આરભ કરે છે આ મહાન લાભ મોહનીયકર્મના ઉપશમથી તેમજ ક્ષયથી મહા મુનિ મેળવી શકે છે."

મુમુક્ષુ બોલ્યો—" એ મહા મુનિ કેવા હોવા જોઇએ? તે કૃપા કરી સમજાવો " આનદ મુનિએ કહ્યુ,—" ભદ્ર, જે મહા ત્મા પચમહાવ્રતને ધારણ કરે છે, અઢાર હજાર શીલાગના લક્ષણો યુક્ત છે, જે સર્વદા આગમનો સ્વાધ્યાય કરનારા છે, જેની પવિત્ર

મનોવૃત્તિમાં જ્ઞાનનો પ્રકાશ પડેલો છે, જેઓ એકાગ્ર ધ્યાનવાન્ અને માનવાન છે, તે મહા મુનિ પૂર્વોક્ત મોહનીયકર્મનો ઉપશમ તેમજ ક્ષય કરી નિરાલંબન ધ્યાનમાં પ્રવેશ કરવાનો આરંભ કરે છે. અને તે ધ્યાનનો આરંભ પણ આ સોપાન ઉપર થાય છે."

મુમુક્ષુએ ઉત્સુક થઇને પ્રશ્ન કર્યો—"ભગવન્, અહિં ધ્યાન કરનારા યોગીઓ કેવા હોય છે? તેમનું કાંઇક સ્વરૂપ સમજાવો તો મારી શુભ ભાવનામાં વૃદ્ધિ થશે."

મહાનુભાવ બોલ્યા—"ભદ્ર, સાલંબન ધ્યાનનો ત્યાગ કરી નિરાલંબન ધ્યાનમાં પ્રવેશ કરનારા યોગીઓ ત્રણ પ્રકારના કહેવાય છે. ૧ **પ્રારંભક**, ૨ **તન્નિષ્ઠ**, અને ૩ **નિષ્પન્નયોગ** જે યોગીઓ સ્વાભાવિક રીતે અથવા કોઇના સંસર્ગથી વિરતિની પરિણતિ પ્રાપ્ત કરી કોઈ એકાંતે બેશી પોતાના મર્કટ જેવા ચપળ મનને રોકવાને માટે પોતાની દૃષ્ટિને નાસિકાના અગ્ર ભાગે રાખી અને વીરાસનપર બેશી વિધિવડે સમાધિનો આરંભ કરે તેઓ **પ્રારંભક** જાતના યોગીઓ કહેવાય છે. પ્રાણ–વાયુ, આસન, ઇંદ્રિયો, મન, ક્ષુધા, તૃષા અને નિદ્રાનો જય કરી, અંતરમાં તત્ત્વનું ચિંતન કરે અને સર્વ પ્રાણી ઉપર પ્રમોદ, કરૂણા, અને મૈત્રી ભાવના ધારણ કરે તે **તન્નિષ્ઠ** યોગીઓ કહેવાય છે. જેમાં અંદર અને બાહેર સંકલ્પ–વિકલ્પના કલ્લોલ ઉદ્ભવતા નથી, અને જેમાં સંપૂર્ણ શુદ્ધ વિદ્યારૂપ કમલિની ખીલી રહી છે, એવા જેમના માનસ—મનની અંદર નિર્લેપ એવો હંસ—આત્મા સતત અમૃતનું પાન કરે છે, તે **નિષ્પન્ન** યોગી કહેવાય છે. આવા યોગીઓ આ સોપાન ઉપર નિરાલંબન ધર્મધ્યાનના અધિકારી બને છે."

મુમુક્ષુ સાનંદ થઇને બોલ્યો—"ભગવન, અહા! આપની આ વાણી સાંભળી મારા હૃદયને અત્યંત આનંદ પ્રાપ્ત થાય છે. અહા! આર્હતધર્મની યોગવિદ્યા કેવી ચમત્કારી છે? જૈન યોગીઓએ એ વિદ્યાને માટે કેવો પ્રયત્ન કરેલો છે? પ્રારંભક, તન્નિષ્ઠ અને નિષ્પન્ન યોગીઓનો ક્રમ કેવો ઉત્તમ છે! આવી યોગ વિદ્યાનો મારા હૃદયમાં

આવીર્ભાવ થશે,અને યોગવિદ્યાના પ્રભાવથી આ આસ્તિક આત્મા અલંકૃત થશે " ભગવન્, હવે કૃપા કરી આ સોપાનનુ સ્વરૂપ સમજાવો હુ પણ અપ્રમત્ત થઈ તે સાભળવાની ઈચ્છા રાખુ છુ."

મુમુક્ષુની આવી ભાવનામય વાણી સાભળી આનંદસૂરિ હૃદયમા સતુષ્ટ થઈ વિચારવા લાગ્યા અહો! ઉપદેશનો પ્રભાવ કેવો દિવ્ય છે ? આ આસ્તિક આત્મા અનુક્રમે કેવી ઉન્નતિપર આવતો જાય છે. આ નીસરણીનો દેખાવ તેના હૃદયને નિર્મળ બનાવતો જાય છે, અને તેના આત્માને ગુણોનુ પોષણ કરતો જાય છે હવે આ ભદ્રિક જીવ આત્મસ્વરૂપનો પ્રેમી બન્યો છે તેણે બાહ્યવસ્તુની પ્રીતિ છોડી છે, આત્મિકકલા પ્રગટ કરવા નિશ્ચય કર્યો છે, આત્મવિચારણામા તે તત્પર થયો છે આત્માનુભવ રૂપ રસનુ પાન કરવા અને અવિચલ કલાને પ્રાપ્ત કરવા આ ઉજમાળ થયો છે, હવે અલ્પ સમયમા આ ધીર પુરૂષ શિવમાર્ગની સન્મુખ આવી શકશે "

આ પ્રમાણે વિચારી તે મહાત્મા મધુર સ્વરથી બોલ્યા-"ભદ્ર, તારી પવિત્ર પરિણતિ જોઈ હુ અત્યત પ્રસન્ન થયો છુ હવે આ સોપાનના દેખાવની સૂચનાઓ વિષે જે કાંઈ સમજુતી આપુ, તે ધ્યાનમા રાખજે આ સુદર સોપાન કે જે અપ્રમત્ત ગુણસ્થાનના નામથી ઓળખાય છે, તેની અદર નિરાલબન ધ્યાનનો પૂર્ણ રીતે સભવ છે જે આ પગથી આની આસપાસ જ્યોતિના ચાર દિવાઓ છે, તે ચાર પ્રકારના ધ્યાનને સૂચવે છે આ સ્થાનમા વર્તનાર આત્માને મુખ્યપણે ચતુર્વિધ ધર્મધ્યાન હોઇ શકે છે ધર્મધ્યાનના મૈત્રી પ્રમુખ, આજ્ઞાવિચય પ્રમુખ અને રૂપસ્થ પ્રમુખ ચાર ચાર ભેદ દર્શાવેલ છે સર્વ જીવ સાથે પ્રેમભાવ ચિંતવવો સર્વ જીવનુ ભલુ ચહાવુ, સર્વ જીવ ઉપર હિતબુદ્ધિ રાખવી તે મૈત્રી ગુણિજનનુ તેમજ જ્ઞાનિ જનનુ તેમજ જ્ઞાની પ્રમુખ ઉત્તમ જીવોના શુભકાર્યોથી તેઓનુ બહુમાન કરવુ, તેમને જોઈ હર્ષ ધરવો એ પ્રમોદ દીન, તથા દુખી આણીઓ તરફ દયા લાવવી તેનુ શુભ ચિંતવન કરી તેઓનુ દુખ દૂર કરવુ અને અધર્મીને ધર્મ પમાડવાની અભિલાષા એ કરૂણા અને

હિંસાથી અધર્મ કરનારા પ્રાણી તરફ તેમજ દેવગુરૂધર્મની નિંદા કરનારા દુષ્ટ આશયવાળા જીવોનું બુરૂં નહિ ચાહતાં, તેઓ પોતપોતાને કર્મને વશ છે એમ વિચારી તેઓના ઉપર રાગદ્વેષ નહિ રાખતા મધ્યમ પરિણામે વર્તવું તે **માધ્યસ્થ્ય.** એ ચાર ભાવનાનો ધર્મધ્યાનમાં સમાવેશ થઈ જાય છે. બીજા આજ્ઞાવિચય વગેરે ચાર ભેદ છઠ્ઠા ગુણસ્થાનને પ્રસંગે કહેવામાં આવ્યા છે. ખાસ કરીને આ સોપાનના ઉપર ચાર પ્રકારનું ધ્યાન ઉપાદેય છે, તે સાવધાન થઇને સાંભળવા જેવું છે. પહેલું **રૂપસ્થ** ધ્યાન કહેવાય છે, જેની અંદર રૂપમાં રહ્યા છતાં પણ આ પ્રમાણે ચિંતવન કરાય છે–"આ મારો જીવ અરૂપી, અને અનંતગુણી છે; પરંતુ તે શ્રી અરિહંતના અતિશયોનું અવલંબન કરી તે સ્વરૂપની સાથે આત્મ સ્વરૂપની એકતા કરવાનો અધિકારી છે" આવું ચિંતવન કરનારૂં ધ્યાન તે રૂપસ્થ ધ્યાન કહેવાય છે.

બીજા ધ્યાનનું નામ **પિંડસ્થ ધ્યાન** છે તેની અંદર પોતાના શરીરધારી જીવમાં પંચ પરમેષ્ઠીના ગુણોની ધારણા કરવામાં આવેછે ગુણીના ગુણરૂપ પિંડનું તેમાં ચિંતવન થાય છે તેથી તે પિંડસ્થ ધ્યાન કહેવાય છે.

ત્રીજા ધ્યાનનું નામ **પદસ્થ ધ્યાન** છે. તેની અંદર પંચપરમેષ્ઠીના ગુણનું સ્મરણ કરી તેમની વાણી વ્યાપારરૂપ ધ્યાન કરવામાં આવે છે.

ચોથું રૂપાતીત ધ્યાન છે એ સર્વમાં ઉત્કૃષ્ટ ધ્યાન છે. નિરંજન નિર્મળ, નિર્વિકલ્પ, (સંકલ્પ વિકલ્પ રહિત) અભેદ, એક શુદ્ધ સત્તા સ્વરૂપ, ચિદાનંદ તત્ત્વામૃત રૂપ, અસંગ, અખંડ, અને અનંત ગુણ પર્યાય રૂપ આત્મસ્વરૂપનું ચિંતવન કરવામાં આવે છે.

ભાઇ મુમુક્ષુ, આ ચતુર્વિધ ધર્મધ્યાન આ સોપાનની અંદર મુખ્યપણે હોય છે. તેમાં જે રૂપાતીત ધ્યાન છે, તે શુક્લ ધ્યાનરૂપ હોવાથી અંશ માત્ર ગૌણપણે રહે છે." મુમુક્ષુ હર્ષના આવેશથી બોલ્યો—"મહાશય, આપના કહેવાથી મને આ સોપાન વિશેષ રૂ-

ચિકર લાગે છે આ સ્થાને વર્ત્તનારા આત્માઓને હુ પૂર્ણ ધન્યવાદ આપુ છુ અને આ સોપાનના સ ગને માટે ઉચ્ચ ભાવના ભાવુ છુ હવે કૃપા કરી આ દેખાવોની હેતુ ભરેલી સૂચનાઓ સમજાવો "

આન દ સૂરિ બોલ્યા—' ભદ્ર, જો, આ સાતમા સોપાનની બાહેર થોડે છેટે રત્નોની છ પેટીઓ દેખાય છે, તેની સૂચના જાણવા જેવી છે આ ગુણસ્થાનમા સામાયિક વગેરે ષડાવશ્યક ક્રિયાઓ હોતી નથી તે વ્યવહાર ક્રિયા રૂપે નથી પર તુ નિશ્ચય ક્રિયા રૂપે છે એટલે સામાયિક વગેરે ક્રિયાનો સ બ ધ આત્માની સાથે છે, તે આ ત્માનાજ ગુણ છે આર્હત સિદ્ધાતમા સામાયિકનો અર્થ આત્માજ કહ્યો છે આ જે રત્નોની છ પેટીઓ સોપાનની બાહેર જરા દૂર રાખ વામા આવી છે તે ' સામાયિક વગેરે ષડાવશ્યક ક્રિયાઓ રત્નરૂપ છે, પણ તે વ્યવહારરૂપે આ સ્થાનમા નથી ' એમ સૂચવે છે આ સૂચના ખરેખર અવધારણા કરવા યોગ્ય છે "

મુમુક્ષુ ઇતિજારીથી બોલ્યો—"ભગવન્, આ સૂચના જાણી મા રા હૃદયમા પ્રબોધનો ભારે પ્રકાશ પડ્યો છે, તથાપિ એક સૂક્ષ્મ શ કા ઉત્પન્ન થાય છે તે આપ મહાનુભાવ દયા લાવી દૂર કરશો "

આનદર્ષિ બોલ્યા—"ભદ્ર, ખુશીથી તારી શ કા પ્રગટ કર હુ યથા મતિ તેનો પરિહાર કરીશ "

મુમુક્ષુ મગ્ન થઇને બોલ્યો—"મહાનુભાવ, વ્યવહાર ક્રિયારૂપ ષડાવશ્યકક્રિયા આ ગુણસ્થાન ઉપર શામાટે ન હોય? તે કૃપા કરી દર્શાવો "

મહાત્માએ ઉત્તર આપ્યો,—" ભદ્ર, આ અપ્રમત્ત ગુણસ્થાન-મા સત્ ધ્યાનના યોગથી નિર તર ધ્યાનમાજ પ્રવૃત્તિ રહે છે, અને તેથી આત્મા સ્વાભાવિકી, સહજ, નિત્ય એવી પોતાની સ કલ્પ–વિ કલ્પ રૂપ માલાનો ત્યાગ કરે છે, તેથી તે ( આત્મા ) અહિં નિર્મળ એક સ્વભાવ રૂપે રહે છે અને આ સોપાનપર વર્ત્તનાર જીવ [1]ભા-

---

૧ ક્રોધનો નિગ્રહ કરવાથી દાહનો ઉપશમ થાય છે,લોભનો નિગ્રહ કરવાથી તૃષાનો છે થાય છે, અને અનેક ભવની સ ચય કરેલી અષ્ટકર્મરૂપ રજથી આત્મસ્વરૂપને લાગેલો મેલ, તપ સ યમથી ધોવાથી આ ગુણસ્થાન ભાવતીર્થ કહેવાય છે

વતીર્થમાં સ્નાન કરીને પરમ શુદ્ધિ પ્રાપ્ત કરે છે અને અનુક્રમે ધ્યાનાવલંબી થઇ પરમાનંદરૂપ સમુદ્રમાં પ્રવેશ કરે છે; તેથી આ ગુણસ્થાનમાં વ્યવહાર ક્રિયા રૂપ ષડાવશ્યકક્રિયા કરવાની જરૂર રહેતી નથી."

મુમુક્ષુ પ્રસન્ન થઇને બોલ્યો—"ભગવન્, તમારા વચનાસ્ત્રે મારી શંકાનો ઉચ્છેદ કર્યો છે, હવે આ સોપાનને લગતી બીજી સૂચનાઓ સમજાવો."

આનંદ મુનિ બોલ્યા—"ભદ્ર, આ સાતમા સોપાનની કોર ઉપર જે સાત ચાંદલાઓ ચળકે છે, તે એવું સૂચવે છે કે, આ સ્થાનપર આરૂઢ થયેલો જીવ ૧ શોક, ૨ રતિ, ૩ અરતિ, ૪ અસ્થિર, ૫ અશુદ્ધ, ૬ અયશ, અને ૭ અશાતા વેદનીય આ સાત પ્રકૃતિનો બંધ-વ્યવચ્છેદ કરે છે, તેની ઉપર જે અઠાવન અને ઓગણસાઠ કિરણો દેખાય છે, તે ઉપરથી એવી સૂચના થાય છે કે, આહારક, આહારક ઉપાંગ અને જો દેવાયુ ન બાંધે તો તે જીવ અઠાવન પ્રકૃતિનો બંધ કરે છે અને દેવતાનું આયુષ્ય બાંધે તો ઓગણસાઠ પ્રકૃતિનો બંધ કરે છે. અને સ્ત્યાનર્દ્ધિત્રિક અને આહારકદ્વિકનો ઉદયવ્યવચ્છેદ કરે તો છોંતેર પ્રકૃતિનું ફળ વેદે છે, જે આ કિરણોની સંખ્યા તે વાતને સૂચવે છે. આ તે કિરણોની એકંદર એકસો આડત્રીશની સંખ્યા છે, તે તેટલી પ્રકૃતિની સત્તાની વાત દર્શાવે છે. ભદ્ર, આ પ્રમાણે આ સોપાનના દેખાવોની સૂચના મનન કરવા જેવી છે અને તેથી પવિત્ર અને ભવ્ય આત્મા પોતાની આત્મિકઉન્નતિમાં આગળ વધે છે."

આનંદ સૂરિના આ વચનો સાંભળી મુમુક્ષુ આનંદ સાગરમાં મગ્ન થઇ ગયો. તેના મુખ મંડલ ઉપર આનંદના કિરણો પ્રસરી ગયા. તે સસ્મિત વદને બોલ્યો—"ભગવન્, આ સોપાનનો વૃત્તાંત જાણી મારા આંતર બોધમાં વધારો થયો છે. અપ્રમત્ત ગુણસ્થાનનું શુદ્ધ સ્વરૂપ મારા મસ્તિષ્કમાં સ્ફુરી રહ્યું છે અને તેને માટે ઉપરા ઉપર ભવ્ય ભાવનાઓ પ્રગટ થયા કરે છે.





# અષ્ટમ સોપાન

## ( અપૂર્વકરણ ગુણસ્થાન. )





આત્મિક કાર્ય કરવામા તત્પર બનેલા, સર્વ વિશ્વનુ સમદૃષ્ટિથી નિરીક્ષણ કરનારા, જન્મ, જરા, મૃત્યુ, આધિ, વ્યાધિ, ઉપાધિ, સયોગ વિયોગ જન્ય અનત દુખાનલમા પચાતા પ્રાણીઓના ઉદ્ધાર કરવાની ઉત્તમ ઈચ્છા રાખનારા અને પરહિતમા આત્મહિત સમજનારા મહાનુભાવ આનદસૂરિ મુમુક્ષુને ઉદ્દેશીને બોલ્યા– " ભદ્ર, આ નીસરણી તરફ દૃષ્ટિ કરી આઠમા પગથીઆનુ અવલોકન કર એ સુદર સોપાનની આસપાસ જે દેખાવો આપેલા છે, તેમની સૂચનાઓ ઘણીજ ગભીર અને વિચારણીય છે

ભદ્ર, આ આઠમુ સોપાન અપૂર્વકરણ ગુણસ્થાનના નામથી ઓળખાય છે આ ગુણસ્થાનપર આવેલા જીવને અપૂર્વ એવા આત્મ ગુણની પ્રાપ્તિ થાય છે, તેથી આ સ્થાનનુ નામ અપૂર્વકરણ પડેલુ છે આ પગથીઆની આસપાસ પાચ હીરાઓ ચળકી રહ્યા છે, અને તેની બને બાજુએ પ્રકાશમય પક્તિઓ દેખાય છે આ દેખાવો આ ગુણ સ્થાનના શુદ્ધસ્વરૂપને બતાવી આપે છે અને તેની અતરગ ખુબી દર્શાવે છે. જે આ પગથીઆની આસપાસ પાચ હીરાઓ ચલકે છે, તે એવી સૂચના આપે છે કે અહીં આવેલા જીવને રસઘાત, સ્થિતિઘાત, ગુણશ્રેણિ, ગુણસક્રમ અને અપૂર્વ સ્થિતિબધ એ પાચ વિષયોનો લાભ થાય છે

જ્યારે ચારિત્ર મોહનીયની એકવીશ પ્રકૃતિ ઉપશમાવવા તેમજ ક્ષય કરવા વાસ્તે અત્યંત શુદ્ધ અધ્યવસાયથી વીર્ય વિશેષ ઉલ્લાસિત થવાથી એ પાંચ પ્રકારના મહાન્ લાભો સંપાદન થાય છે," અને આ ગુણસ્થાનમાં અપૂર્વ આત્મગુણની પ્રાપ્તિ થવાથી તેનું નામ અપૂર્વકરણ ગુણસ્થાન આપવામાં આવ્યું છે. મુમુક્ષુએ પ્રશ્ન કર્યો—"ભગવન્, આપે જે આ પાંચ હીરાની સૂચના બતાવી તેમાં ગુણશ્રેણી અને ગુણસંક્રમ વિષે વધારે સમજુતી આપવાની કૃપા કરો." આનંદ મુનિએ આનંદ પૂર્વક જણાવ્યું વત્સ, અપૂર્વ કરણાદિ અંશથીજ બે પ્રકારની શ્રેણી પર આરોહણ થઈ શકે છે. જે આ પગથીઆની બંને બાજુ બે પ્રકાશમય પંક્તિઓ છે, તે બે પ્રકારની ગુણશ્રેણીને સૂચવે છે. એક શ્રેણીનું નામ **ઉપશમશ્રેણી** છે. અને બીજીનું નામ **ક્ષપકશ્રેણી** છે- જ્યારે આ અપૂર્વકરણ સોપાનમાં જીવ આરોહણ કરે છે. ત્યારે તે સમયે અપૂર્વકરણના પ્રથમ અંશથીજ જે ઉપશમક હોય તે ઉપશમ શ્રેણીએ ચડે છે અને જે ક્ષપક હોય તે ક્ષપકશ્રેણીએ ચડે છે."

મુમુક્ષુએ શંકા લાવી પ્રશ્ન કર્યો—"ભગવન્, ઉપશમક કોણ કહેવાય? અને તેની યોગ્યતા કેવી રીતે થાય? તે કૃપા કરી સમજાવો."

આનંદ મુનિએ ઉત્તર આપ્યો. "વત્સ, સાંભળ, જે ઉપશમક મુનિ શુકલ ધ્યાનના પ્રથમ પાયાનું ધ્યાન કરે છે, તે ઉપશમક કહેવાય છે અને તે ઉપશમશ્રેણીને અંગિકાર કરે છે. જે મુનિ પૂર્વગત શ્રુતના ધારણ કરનારા, નિરતિચાર ચારિત્રવાળા અને પ્રથમના ત્રણ સંહનનથી યુક્ત એવા મુનિ ઉપશમ શ્રેણીને પ્રાપ્ત કરે છે. તે ઉપશમ શ્રેણીવાળા મુનિ જો અલ્પ આયુષ્યવાળા હોય તો કાળધર્મને પામ્યા પછી તેઓ પાંચ અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થાય છે, પરંતુ જેમને પ્રથમ સંહનન હોય તેજ અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થાય છે. અને જે બીજા સંહનનવાલા હોય છે તે અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થતા નથી. જેઓ સેવાર્ત સંહનનવાળા હોય છે, તેઓ ચોથા મહેંદ્ર દેવલોક સુધી જઈ શકે છે. એટલે ત્યાં સુધી ઉત્પન્ન થાય છે.

બાકીના કીલિકાદિ ચાર સહનનવાલા બએ દેવલોક ઉત્તરોત્તર વૃદ્ધિ કરતા ત્યાસુધી ગમન કરી શકે છે. પ્રથમ સહનનવાલા મોક્ષ સુધી ગમન કરી શકે છે, અને જેનુ આયુષ્ય સાતલવ અધિક હોત તો તે અવશ્ય મોક્ષે જાત, તેજ સ્વાર્થ સિદ્ધ વિમાનમા ઉત્પન્ન થાય છે ”

મુમુક્ષુ પ્રસન્ન થઇને બોલ્યો—“ભગવન્, આપની વાણીએ મારા હૃદયની શકા પરાસ્ત કરી છે, હવે ક્ષપકશ્રેણીનું સ્વરૂપ કહેવાની કૃપા કરો ”

મુનિવર્ય પ્રસન્ન થઇને બોલ્યા—“વત્સ, ચરમશરીરી એટલે જેનુ છેલ્લુ શરીર છે, અને જેણે આયુષ્ય બાધેલ નથી એવા અલ્પ કર્મી ક્ષપકમુનિને ચોથા ગુણસ્થાનમા નરકાયુનો ક્ષય થઈ જવાથી અને પાચમા ગુણસ્થાનમા તિર્યંચના આયુષ્યનો ક્ષય થઈ જવાથી તેને સાતમા ગુણસ્થાનમા દેવાયુનો ક્ષય થઇ જાય છે, તે સાથે દર્શન મોહના સપ્તકનો પણ ક્ષય થઈ જાય છે ત્યાર પછી તે ક્ષપકમુનિને એકસો આડત્રીશ કર્મપ્રકૃતિનીજ સત્તા રહે છે, ત્યારે તે આઠમા ગુણસ્થાનના પગથીઆપર ચઢે છે આ સ્થાન ઉપર ઉત્કૃષ્ટ રૂપાતીત નામના ધર્મધ્યાનનું તે વારવાર સેવન કરતા અભ્યાસરૂપ થઇ જાય છે, તેથી તેને અહિં તત્ત્વ પ્રાપ્તિ થાય છે

વત્સ, આ આઠમા સોપાન ઉપર આવેલો આત્મા—છદ્મ પૃથક્ત્વ વિતર્ક સપ્રવિચાર નામના શુકલ ધ્યાનના પ્રથમ પાયાનુ ધ્યાન કરે છે, તેનુ ધ્યાન કરનાર મુનિ વજ્ર, ઋષભ નારાચ નામના પ્રથમ સહનન યુક્ત હોય છે જે સહનન તેની આત્મિક ઉન્નતિમા ઉપયોગી થઇ પડે છે ”

મુમુક્ષુએ પ્રશ્ન કર્યો—“ભગવન્, આ સોપાન ઉપર યોગીંદ્ર ક્ષપક કેવી રીતે ધ્યાન કરે છે, તે કૃપા કરી કહો ”

આનદસૂરિ બોલ્યા—“ભદ્ર, આ સોપાન ઉપર રહેલ ક્ષપક મુનિ વ્યવહાર અપેક્ષ્ય ધ્યાન કરવાને યો ય થાય છે તે નિબિડ દઢ

પર્યંકાસન કરે છે. નીશ્ચલ આસન કરીને. કારણકે આસન જયજ ધ્યાનના પ્રથમ પ્રાણ છે. જે પર્યંકાસન જંઘાના અધો ભાગમાં પગ ઉપર કરવાથી થાય છે. તેમ કેટલાએક સિદ્ધાસન પણ કરે છે. વળી આસનનો કાંઇ નિયમ નથી એમ પણ કહેલું છે. જે આસનથી ચિત્તની સ્થિરતા થાય એવું ગમે તે પ્રકારનું આસન તે વાસ્તવિક છે.

જયારે તે ક્ષપકયોગી ધ્યાનસ્થ થાય છે, ત્યારે તેણે નાસિકાના અગ્ર ભાગમાં જેણે નેત્રની દૃષ્ટિ સ્થાપન કરેલી છે એવા પ્રસન્ન નેત્ર-વાળા હોય છે, તેમજ તેના નેત્રો અર્ધ વિકસીત રહે છે. તે સમયે તેના મન ચિત્ત અને અંતઃકરણના સંકલ્પ–વિકલ્પરૂપ વ્યાપાર બંધ થાય છે. તે કાલે તેનામાં કોઇ જાતની ઇચ્છા હોતી નથી. માત્ર આ સંસારનો ઉચ્છેદ કરવાનોજ તેનો ઉદ્યમ હોય છે. કારણકે ભવને ઉચ્છેદ કરવા-ની અભિલાષાવાળા ધ્યાનવાનનેજ યોગની સિદ્ધિ થાય છે. તે મહાન્ યોગી પ્રાણાયામદ્વારા પોતાના પ્રાણનો રોધ કરે છે. તે પ્રાણાયામના પૂરક, રેચક અને કુંભક એવા ત્રણ પ્રકાર બને છે. શ્વાસોશ્વાસને પૂ-રે તે પૂરક, તેને બાહેર ખાલી કરે તે રેચક અને અંદર નિરોધ (ઘ-ડા રૂપે અતિશયે કરી સ્થિર કરે) તે કુંભક કહેવાય છે. પૂરકમાં બાર આંગળ સુધીના બાહેરના પવનને આકર્ષવામાં આવે છે. રેચકમાં નાભિકમલના ઉદરથી હલવે હલવે પવનને બાહેર કાઢવામાં આવેછે અને કુંભકમાં પવનને ઘડારૂપે અતિશય સ્થિર કરવામાં આવે છે. વત્સ, આ પ્રમાણે ત્રિવિધ પ્રકારે પવનને જીતવાથી મનનો નિરોધ (વશ) થઇ શકે છે, કારણકે, જ્યાં મન છે ત્યાં પવન અને જયાં પવન ત્યાં મન રહેલું હોય છે. તેવીરીતે પવનના જયથી આકુંચન તથા નિ-ર્ગમન સાધીને વાયુનો સંગ્રહ અને ચિત્તનું એકાગ્રપણું સાધી (ચિં-તન કરીને) સમાધિને વિષે નિશ્ચલતા પ્રાપ્ત થાય છે."

મુમુક્ષુએ શંકા લાવી કહ્યું–"ભગવન્ત્યારે તો એમ સિદ્ધ થયું કે, ક્ષપકશ્રેણીપર આરોહણ કરતાં પ્રાણાયામનો ક્રમ અવશ્ય રાખવો જોઇએ. પ્રાણાયામના ક્રમ શિવાય ક્ષપકશ્રેણીપર આરોહણ થઇ શકે નહીં; એમ સમજવું."

આનંદમુનિ બોલ્યા—"વત્સ, એમ સમજવાનુ નથી દ્રવ્ય અને ભાવમા ભાવનીજ પ્રધાનતા છે પ્રાણાયામ કરે તોજ ક્ષપકશ્રેણીએ ચડી શકાય એવો કાંઈ નિયમ નથી એ દ્રવ્ય છે ક્ષપક પુરૂષનો ભાવ જ ક્ષપકશ્રેણીનુ કારણ છે પ્રાણાયામ વગેરે તો તેના આડબર છે તત્ત્વથી તો ભાવજ પ્રધાન છે મરૂદેવા વગેરે ઘણા આત્માઓ કેવળ ભાવથીજ ક્ષપકશ્રેણીપર આરૂઢ થયેલા છે "

મુમુક્ષુ આનંદ વદને બોલ્યો—"ભગવન્, તે વિષે હવે હુ નિ શક થયો છુ કૃપા કરી શુકલ ધ્યાનના પ્રથમ પાયાનું સ્વરૂપ સમજાવો '

આનંદમુનિ હર્ષિત વદને બોલ્યા—"ભદ્ર, શુકલધ્યાનના પ્રથમ પાયાનુ નામ સપૃથકત્વ, સવિતર્ક, અવિચાર છે તેમા વિતર્ક સહિત વર્ત્તે તે સવિતર્ક, તેમજ વિચાર સહિત વર્ત્તે તે સવિચાર અને પૃથ કૃત્વ સહિત વર્ત્તે તેસપૃથકત્વ આ ત્રણ વિશેષણ યુક્ત હોવાથી તેનુ તે નામ સાર્થક છે તેમા શ્રુત શાસ્ત્રની ચિંતા રહે છે,તેથી તે સવિતર્ક છે. શબ્દ અર્થ તથા યોગાતરમા સ ક્રમણ કરવાના તેમા વિચાર થાય છે, તેથી તે સવિચાર છે, અને દ્રવ્યગુણ પર્યાયાન્તિથી તેમા અન્યપણુ છે, તેથીતેસપૃથકત્વ છે એટલે તે ધ્યાન ધરતા અ તર ગ ધ્વનિરૂપ વિતર્ક થાય છે, કારણકે સ્વકીય નિર્મળ પરમાત્મ તત્વ અનુભવમય અ તર ગ ભાવગત આગમના અવલ બનથી આ સવિતર્ક ધ્યાન છે, અને તેથી જે ધ્યાનમા પૂર્વોકત વિતર્ક વિચારણા રૂપ અર્થથી અર્થાતરમા, શ બ્દથી શબ્દાતરમા અને યોગથી યોગાતરમા સ ક્રમણ હોવાથી તે સવિચાર સ ક્રમણ છે, તેમજ જે ધ્યાનમા પૂર્વોકત તે વિતર્ક અને સવિચાર અર્થ વ્યજન યોગાતર સ ક્રમણ રૂપ પણ શુદ્ધાત્માની પેઠે દ્રવ્યથી દ્રવ્યાતરમા અથવા ગુણોથી ગુણાતરમા અથવા પર્યાયોથી પ પર્યાતરમા જાય છે, (તેમા સહભાવી તે ગુણ છે અને ક્રમભાવી તે પ ર્યાય છે,) તે દ્રવ્યગુણ પર્યાયાતરોમા જે ધ્યાનમા અન્યત્વ પૃથકત્વ છે તે સપૃથકત્વ છે આવા શુકલ ધ્યાનના પ્રથમ પાયાથી ધ્યાતા ઉત્તમ પ્રકારનો લાભ મેળવવાને ભાગ્યશાળી થાય છે પ્રથમ તો તે નામા એવા પ્રકારની કોઈ આત્મશુદ્ધિ પ્રાપ્ત થાય છે કે જેથીતે શુ

દ્ધિ મુક્તિરૂપી લક્ષ્મીના મુખને બતાવનારી થઇ પડે છે; કારણકે, સવિતર્ક સવિચાર સપૃથક્ત્વ નામના શુકલ ધ્યાનનો ધ્યાતા યોગીંદ્ર સમાધિનો શુદ્ધ ઉપાસક હોય છે.

ભદ્ર મુમુક્ષુ, અહિં એક વાત ખાસ લક્ષમાં રાખવાની છે. જે એ શુકલ ધ્યાનનો પ્રથમ પાયો છે, તે પ્રતિપાતી કહેવાય છે, એટલે તે પતનશીલ ઉત્પન્ન થાય છે, તથાપિ તે એટલો બધો અતિ નિર્મળ છે કે, તેના પ્રભાવથી આ સોપાનપર રહેલા જીવને ઉપરના સોપાન ઉપર આરોહણ કરવાની ચાહના રહ્યા કરે છે. ભાઈ મુમુક્ષુ, જો, આ સોપાન ઉપર છવીશ રત્નો પ્રકાશી રહ્યા છે, તેઓમાંથી બત્રીશ, બોંતેર અને એકસોઆડત્રીશ કિરણોના જાળ નીકળે છે. આ દેખાવ ઉપરથી એવી સૂચના થાય છે કે, આ આઠમા સોપાનપર આવેલા જીવને નિદ્રાદ્વિક, (બે જાતની નિદ્રા,) દેવદ્વિક, (બે દેવ જાતિ,) પંચેંદ્રિયજાતિ, પ્રશસ્ત વિહાયોગતિ ત્રસનવક (નવ જાતના ત્રસ) વૈક્રિય, આહારક, તૈજસ, કાર્મણ, વૈક્રિયઉપાંગ, આહારક ઉપાંગ, આદ્ય સંસ્થાન, નિર્માણ નામ, તીર્થંકર નામ, વર્ણ ચતુષ્ક, (ચારવર્ણ) અગુરૂલઘુ, ઉપઘાત, અને ઉચ્છ્વાસ—આ બત્રીશ કર્મ પ્રકૃતિનો બંધ–વ્યવચ્છેદ થવાથી છવીશ કર્મપ્રકૃતિનો બંધ કરે છે. અને છેલ્લા ત્રણ સંહનન અને સમ્યક્ત્વ મોહ આ ચારનો ઉદય વ્યવચ્છેદ થવાથી તે બોંતેર કર્મપ્રકૃતિ વેદે છે, એકંદર અહિં એકસોઆડત્રીશ કર્મપ્રકૃતિની સત્તા રહેલી છે. આ દેખાવ ઉપરથી આ વાત સિદ્ધ થાય છે. વત્સ, આ આઠમા અપૂર્વકરણ ગુણસ્થાનનું સ્વરૂપ હૃદયમાં રાખી તેનું મનન કરજે.જે ભવિષ્યમાં તારા આત્માને ઉપયોગી થઇ પડશે."

આનંદર્ષિના આ વચનો સાંભળી મુમુક્ષુ અત્યંત ખુશી ખુશી થઈ ગયો. તેણે તે મહાત્માના ચરણમાં પ્રણામ કરી જણાવ્યું, "ભગવન્, આ સોપાનના વૃત્તાંતે મારા હૃદયપર ઉંડી છાપ પાડી છે. શુકલ ધ્યાન ધ્યાવાને માટે હૃદયભાવના ભાવે છે, અને એ ઉચ્ચ સ્થિતિની અભિલાષા કરે છે. આપ મહાનુભાવનો પ્રસાદ મારી એ ભાવના અને અભિલાષાને સફળ કરો."





# નવમ સોપાન
## ( અનિવૃત્તિ ગુણસ્થાન. )



મની મનોવૃત્તિ સર્વાત્મભાવમા લીન થયેલી છે, જેમના હૃદયમા આ જગત્‌ના જીવોના કલ્યાણના ચિંતવનનો પ્રવાહ વહન થયા કરછે અને જેઓ સર્વદા કરૂણાના મહાસાગરમા મગ્ન થયેલા છે, એવા મહાત્મા આનદસૂરિ પોતાના ભક્ત, અને ધર્મ પ્રેમી મુમુક્ષુને વિશેષ બોધ આપવાની ઈચ્છાથી બોલ્યા,ભદ્ર, "આ તત્ત્વમય સૂચનાઓથી ભરપૂર એવી આ નીસરણીના નવમા પગથીઆ ઉપર દૃષ્ટિ કર આ સુદર સોપાન અનિવૃત્તિબાદર નામના નવમા સ્થાનથી ઓળખાય છે તે પગથીઆની અદર નવ રેખાઓ દેખાય છે, તે તેના નવ ભાગને સૂચવેછે તેની આસપાસ બાવીશ ઝાખા તિલકો દેખાયછે અને આ સોપાનમાથી બાવીશ, છાસઠ,અને પાત્રીસ અશુઓ સ્ફુરણાયમાન થાય છે અને તે એકદર એકમોત્રણની સખ્યાએ દેખાય છે ભદ્ર, તે સર્વની ગણના કરવી હોય તો ધ્યાન આપીને ગણી લેજે

આ નવમા સોપાનનો મબધ આઠમા સોપાનની સાથે હોવાથી તે બનેની ઘટના મળતી આવે છે આ સોપાનના દેખાવોની સૂચના ધ્યાનપૂર્વક સાભળજે "

મુમુક્ષુ આનદપૂર્વકબોલ્યો—"ભગવન્,હૃદયમા જીજ્ઞાસા પ્રબળતાને ધારણ કરેછે અને આપની વાણી સાભળવાને નવ નવ ભાવનાઓ પ્રગટ થાય છે કૃપા કરી આ સોપાનની ઉત્તમ સૂચનાઓ દર્શાવો "

આનંદર્ષિ ઉત્સાહથી બોલ્યા—"ભદ્ર, આ નવમા સોપાનનું નામ અનિવૃત્તિબાદર છે. આ સંસારના જે ભોગવિલાસ જોયાં હોય, સાંભળ્યા હોય તેમજ અનુભવ્યા હોય, તેની આકાંક્ષા કે તેમને માટેના સંકલ્પ વિકલ્પોનો આ સ્થાને અભાવ છે, તેથી આ સ્થાનમાં નિશ્ચય પ્રધાન પરિણતિરૂપ પરમાત્માના એકત્વ રૂપ ભાવની નિવૃત્તિ થતી નથી, તેથી આ સ્થાન અનિવૃત્તિ છે, અને અપ્રત્યાખ્યાન વગેરે બાર કષાય તથા નવ નોકષાયને ઉપશમાવવા તેમજ તેમનો ક્ષય કરવા માટે ઘણોજ ઉદ્યમ થાય છે તેથી તેમાં બાદર પદ વધારેલું છે. તે સર્વ સંદર્ભિત અર્થને લઈને આ નવમું સોપાન અનિવૃત્તિબાદર નામથી ઓલખાય છે. આ ગુણસ્થાનપર ક્ષપક આત્મા પોતાનામાં યોગ્યતા પ્રાપ્ત કરી આરોહણ કરે છે. આ પગથીઆની અંદર જે નવ ભાગને દર્શાવતી નવ રેખાઓ દેખાય છે, તે આ નવમાં ગુણ સ્થાનના નવ વિભાગ સૂચવેલા છે. ક્ષપક આત્મા જ્યારે આ સોપાન ઉપર આરૂઢ થાય છે, ત્યારે તે કર્મની પ્રકૃત્તિઓનો નવ પ્રકારે ક્ષય કરે છે. ૧ નરકગતિ, ૨ નરકાનુપૂર્વી, ૩ તિર્યંગ્ગતિ. ૪ તિર્યંચાનુપૂર્વી ૫ સાધારણનામ, ૬ ઉદ્યોત નામ, ૭ સૂક્ષ્મ, ૮ દ્વીંદ્રિયજાતિ, ૯ ત્રીંદ્રિય જાતિ, ૧૦ ચતુરિંદ્રિય જાતિ, ૧૧ એકેંદ્રિય જાતિ, ૧૨ આતપનામ ૧૫ ત્રણ સ્ત્યાનર્દ્ધિ અને ૧૬ સ્થાવર નામ—આ કર્મની સોળ પ્રકૃતિનો ક્ષય પ્રથમ ભાગમાં કરે છે. બીજા ભાગમાં અપ્રત્યાખ્યાન કષાય તથા પ્રત્યાખ્યાન કષાયની ચોકડીનો ક્ષય કરે છે. ત્રીજા ભાગમાં નપુંસક વેદનો ક્ષય કરે છે. ચોથા ભાગમાં સ્ત્રીવેદનો ક્ષય કરે છે. પાંચમાં ભાગમાં હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક અને જુગુપ્સા—એ ૭ નોકષાયનો ક્ષય કરે છે. છઠા ભાગમાં અતિ નિર્મળ ધ્યાનના પ્રભાવથી પુરૂષ વેદનો ક્ષય કરે છે. સાતમા ભાગમાં સંજ્વલન ક્રોધનો ક્ષય કરે છે અને આઠમા ભાગમાં સંજ્વલન માનનો અને નવમા ભાગમાં સંજ્વલન માયાનો ક્ષય કરે છે. વત્સ, એ ઉત્તમ સૂચના દર્શાવાને માટે નવ રેખાઓનો દેખાવ કેવો મનોહર આપેલો છે? તેની ઉપર જે બાવીશ ઝાંખા તિલકો દેખાય છે, તે એવું સૂચવે છે કે, આ ગુણસ્થાનમાં વર્ત્તનારો જીવ હાસ્ય, અરતિ, ભય, જુગુપ્સા

આ ચારનો વ્યવચ્છેદ હોવાથી બાવીશ પ્રકૃતિનો બંધ કરે છે જે છાસઠ અને પાત્રીશ અંશુઓ સ્ફુરણાયમાન થાય છે, તે ઉપરથી એવી સૂચના દર્શાવી છે કે, એ સોપાનપર રહેલા મુનિને છ પ્રકારના હાસ્યનો ઉદય વ્યચ્છેદ થવાથી તે છાસઠ પ્રકૃતિને વેદે છે અને નવમા અંશમા (ભાગમા) માયા પર્યંત પ્રકૃતિઓનો ક્ષય કરવાથી પાત્રીશ પ્રકૃતિનો વ્યવચ્છેદ થાય છે અને જેથી એકંદર એકસોત્રણની સંખ્યા દેખાય છે, તે એવુ સૂચવે છે કે, પેલી જે પાત્રીશ પ્રકૃતિનો વ્યવચ્છેદ થવાથી અહિં એકસોત્રણ પ્રકૃતિની સત્તા છે

વત્સ, આ પ્રમાણે આ સોપાનની ચમત્કારી ખીના છે અહીં વર્ત્તનારા ક્ષપકને એવો કોઈ ઉત્તમ આનંદ પ્રાપ્ત થાય છે કે, જેને માટે અનુભવી મહાત્માઓ ઉત્તમ આશય દર્શાવે છે ”

મુમુક્ષુએ મગ્ન થઈને જણાવ્યુ—“ભગવન્, આપની વાણી યથાર્થ છે આ સોપાનની સમૃદ્ધિ પ્રાપ્ત કરવાને હૃદયમા ઉત્તમ ભાવનાઓ પ્રગટ થાય છે અને હૃદયના પરિણામ પુણ્યની પુષ્ટિને ધારણ કરે છે જે જીવો આ પવિત્ર પગથીઆના પ્રદેશને પ્રાપ્ત થયેલા હોય, તેમને પૂર્ણ ધન્યવાદ ઘટે છે, અને તેમણે પ્રાપ્ત કરેલ મનુષ્ય જન્મ સર્વ રીતે કૃતાર્થ થયેલુ છે હુ પણ મારા હૃદયમા આશા રાખુ છુ કે, આ આત્મા તેવી સ્થિતિ પ્રાપ્ત કરવાને સદા ભાગ્યશાળી થાય ”





# દશમ સોપાન.

## ( સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાન )



શાંતિના મહાન્ સાગરમાં સદા મગ્ન રહેનારા. પરોપકારના મહાન્ વ્રતને ધારણ કરનારા અને વિશ્વજનોના ઉદ્ધારને માટે નિરંતર નિર્દોષ પ્રવૃત્તિ કરનારા મહાનુભાવ આનંદસૂરિ આનંદ સાગરમાં તરતા આ પ્રમાણે બોલ્યા—"ભદ્ર મુમુક્ષુ, હવે આ નીસરીણીના દશમા સોપાન તરફ દૃષ્ટિપાત કર. એ સોપાનની આસપાસ જે દેખાવ આવેલો છે, તેને સૂક્ષ્મતાથી અવલોકન કર. આ સોપાન દર્શનીય અને બોધનીય છે, તે સાથે આત્માની ઉત્કૃષ્ટ સ્થિતિને દર્શાવનાર અને શાંતિરૂપ સુધાને વર્ષાવનાર છે.

વત્સ, આ સોપાનનું નામ **સુક્ષ્મસંપરાય** ગુણસ્થાન છે, સૂક્ષ્મ રહેલો છે સંપરાય એટલે કષાય જેમાં તે સૂક્ષ્મ સંપરાય કહેવાય છે. અહીં સૂક્ષ્મ પરમાત્મતત્ત્વ ભાવના બળથી સત્તાવીશ પ્રકૃતિરૂપ મોહ ઉપશાંત થતાં અને ક્ષય થતાં એક સૂક્ષ્મ ખંડરૂપ લોભનું અસ્તિત્વ જ્યાં છે, તેથી આ દશમા ગુણસ્થાનનું નામ સૂક્ષ્મ સંપરાય પડેલું છે. નવમાં પગથીઆ ઉપર આવેલો ક્ષપકશ્રેણી ત્યાંથી આગળ વધી આ દશમા સૂક્ષ્મ સંપરાય સોપાન ઉપર આવે છે. જ્યારે તે અહીં ચઢે છે, ત્યારે ક્ષણમાત્રમાં સંજ્વલનના સ્થુલ લોભનો ક્ષય કરતાં આરોહ કરે છે. વત્સ, જો આ સોપાનની આસપાસ સત્તર રત્નમય ગ્રંથિઓ દેખાય છે અને તેમાંથી સાઠ કિરણો નીકળે છે. જેની આસપાસ બીજી એકસો બે કિરણોનું વૃંદ સ્ફુરી રહ્યું છે."

મુમુક્ષુએ હૃદયમાં આનંદ પામીને કહ્યું, "ભગવન, આ દેખાવ ઘણો

રમણીય લાગે છે, તેમાથી જે સચના ઉદ્ભવતી હોય તે કૃપા કરી સમજાવે "

આનદસૂરિ બોલ્યા—"ભદ્ર, જે આ સત્તર રત્નમય ગ્રંથિઓ છે, તે એવુ સૂચવે છે કે, આ સૂક્ષ્મસપરાય ગુણસ્થાનપર આરૂઢ થયેલો જીવ સત્તર પ્રકૃતિનો બધ કરે છે કારણ કે, આ સ્થાનપર આવેલા જીવને પુરૂષવેદ તથા ચાર સજ્વલનનો બધ વ્યવચ્છેદ થવાથી તે સત્તર પ્રકૃતિનો બધ થાય છે, અને અહિં ત્રણ વેદ તથા ત્રણ કષાયનો ઉદય વ્યવચ્છેદ થવાથી તે સાઠ પ્રકૃતિ વેદે છે તે આ સાઠ કિરણોથી સૂચવાય છે અને જે આ એકસો બે કિરણોનુ વૃદ સ્ફુરી રહ્યુ છે, તે એવી સૂચના કરે છે કે, આ સ્થાને માયાની સત્તાનો વ્યવચ્છેદ થવાથી એકસો બે પ્રકૃતિની સત્તા છે, વત્સ, આ વાત નિરતર લક્ષમા રાખવાની છે આ પગથીઆને માટે અધિકારી થયેલા ક્ષપક મુનિઓ આત્માની ઉચ્ચ સ્થિતિના પૂર્ણ અનુભવી બને છે અને પોતાના ગુણોના ગૌરવને વધારે છે "

મુમુક્ષુ સાનદ વદને બોલ્યો—"ભગવન્, આપની આ વાણી સાભળી મારા અતરમા આનદનો મહાસાગર ઉછળે છે અને શરીર રોમાચિત્ત થઇ જાય છે, તથાપિ હૃદયના એક પ્રદેશમા જરા શકાએ સ્થાન પ્રાપ્ત કર્યું છે, તેને દયા લાવી દૂર કરો "

**આનદસુરિ બોલ્યા, " ભદ્ર, શી શકા છે ? તે ખુશીથી પ્રગટ કર "**

મુમુક્ષુ બોલ્યો-ભગવન્, આપે કહ્યુ કે, આ દશમા ગુણસ્થાનમા સૂક્ષ્મ ખડરૂપ લોભનુ અસ્તિત્વ રહે છે, તો તેનુ શુ કારણ છે ? તે સમજાવો. "

આનદ મુનિએ ઉત્સાહથી જણાવ્યુ, ભદ્ર, એ વાતનુ સ્પષ્ટીકરણ આગળ થઇ શકશે, કારણકે, આઠમા, નવમા દશમા, અગીયારમા અને બારમા ગુણસ્થાનોને એક બીજાની સાથે પરસ્પર સબધ

રહેલો છે, તેથી બારમા સોપાન સુધી સામાન્ય વિવેચન કરી પછી તને બધી સમજુતી આપીશ, એટલે તારી શંકા તદન પરાસ્ત થઇ જશે.

મુમુક્ષુએ પ્રાંજલિ થઇને કહ્યું, " ભગવન, આપનો મારીપર અનુગ્રહ છે. તેથી હું આપની પાસેથી નિઃશંક થઇ ઉત્તમ લાભ સંપાદન કરીશ. હવે આગળની સૂચનાઓ કૃપા કરી દર્શાવો અને સમજાવો.





# એકાદશ સોપાન.

## (ઉપશાતમોહ ગુણસ્થાન.)





શુદ્ધ હૃદયમા પરમાત્માનુ જ ચિંતવન કરનારા અને આ વિશ્વની ક્ષણિક સ્થિતિને માનનારા મહાનુભાવ આનદસૂરિ મેઘના જેવી ગભીર વાણીથી બોલ્યા—ભદ્ર, આ અગીયારમા સોપાન ઉપર દષ્ટિ કર એ સોપાન **ઉપશાંતમોહ** નામના ગુણસ્થાનથી ઓળખાય છે ઉપશમકજ મુનિ ઉપશમ મુર્ત્તિરૂપ સહજ સ્વભાવબલથી સર્વ મોહકર્મને અહિં ઉપશાત કરે છે, તેથી આ ગુણસ્થાનનુ નામ **ઉપશાતમોહ** કહેવાય છે વત્સ, આ સોપાનના દેખાવોનુ બારીકપણે અવલોકન કર આ પગથીઆની અદર નીચે પડતો ઢાળ રહેલો છે, તેની પાયે બીજી ઉપર જવાની નાની નાની સીડીઓ આવેલી છે આ સોપાનની પાસે એક રત્નમય ગ્રથિ દેખાય છે, અને તેમાથી ઓગણસાઠ કિરણો નીકળે છે, અને ઉપર જાતા એકસો ઉડતાલીશ સૂક્ષ્મ કિરણોનુ એક વૃદ સ્ફુરી રહ્યું છે, તે ઘણુજ મનોહર લાગે છે ”

મુમુક્ષુ સસ્મિતવદને બોલ્યો—“ભગવન્, આ સોપાનની શોભા જોઈ મારા હૃદયમા આનદની ઉર્મિઓ ઉછળે છે આ દેખાવ ઉપરથી અને નામ ઉપરથી મને ખાત્રી થાય છે કે, આ સોપાનની ખુબી કોઈ વિલક્ષણજ હશે તેનો દેખાવ જોતાજ આ સસારનો મોહ નિર્મૂલ થતો હોય, તેવો આભાસ થાય છે તે સાથે મારૂ હૃદય

સાક્ષી પૂરે છે કે, અહિંથી મને કોઈ ઉત્કૃષ્ટ બોધનો લાભ થશે. મહાનુભાવ, આપ કૃપા કરી આ દેખાવનું વિવેચન મને સત્વર કહી સંભળાવો. તે સાંભળવાને મારૂં હૃદય અતિ ઉત્સુક થાય છે.

આનંદમુનિ અંગપર ઉમંગ લાવીને બોલ્યા—" ભદ્ર, આ અગીયારમા ઉપશાંતમોહ ગુણસ્થાનમાં જે જીવ ઉપશમક હોય તે આવે છે. પ્રથમ આઠમા અપૂર્વકરણ ગુણસ્થાનમાં જે બે શ્રેણીઓ વિષે કહેવામાં આવ્યું હતું, તેમાં ક્ષપકશ્રેણીને માટે તે સ્થળે યોગ્યતા કહી હતી, અને જે બીજી ઉપશમશ્રેણી છે, તેનો ઉપયોગ અહિં થાય છે.

ઉપશમશ્રેણી કેવાં મુનિ કરે છે? તેને માટે મેં તને આગળ કહેલ છે. આ પગથીઆની અંદર જે ઢાલ દેખાય છે, તે એવું સૂચવે છે કે, આ ઉપશાંતમોહ સોપાન ઉપરથી કોઇવાર નીચે પડી જવાય છે. અહીં વર્ત્તનાર ઉપશાંત મુનિને જ્યારે ચારિત્ર મોહનીયનો તીવ્ર ઉદય થાય છે, ત્યારે તે અહિંથી નીચે પડી જાય છે, એટલે પુનઃ મોહજનિત પ્રમાદથી તે પતિત થઇ જાય છે. કોઇ અનુભવી મહાત્માએ તે ઉપરથી આ ગુણસ્થાનને જળની સાથે સરખાવ્યું છે. જેમ પાણીમાં મલ નીચે બેસી જવાથી પાણી નિર્મળ થાય છે, પણ પુનઃ કોઈ નિમિત્ત કારણથી પાછું મલિન બની જાય છે, તેવી રીતે આ ગુણસ્થાનપર વર્ત્તનારા જીવને બને છે. શ્રુત કેવળી, આહારક શરીરી, ઋજુમતિ—મનઃપર્યવજ્ઞાની અને ઉપશાંત મોહી આ સર્વે પ્રમાદને વશ થઈ અનંત ભવ કરે છે ચાર ગતિમાં વાસ કરે છે. એવી વાત એક મહાત્માએ જણાવેલી છે." મુમુક્ષુએ હૃદયમાં દીર્ઘ વિચાર કરી પ્રશ્ન કર્યો—"મહાત્મન્, આ ઉપશાંત મોહ ગુણસ્થાનમાં આત્માને લગતા કયા કયા ગુણો હોય અને અહિં વર્ત્તનારા ઉપશમક જીવો ગુણસ્થાનોમાં કેવી રીતે ચડે છે? અને કેવી રીતે પડે છે? તે કૃપા કરી સમજાવો." મુમુક્ષુના મુખથી આ ઉભય પ્રશ્નો સાંભળી આનંદર્ષિ હૃદયમાં આનંદિત થઇ ગયા. એટલે મુમુક્ષુની બુદ્ધિમાં બોધના બળથી પ્રશ્ન કરવાની આવી શકિત જોઇ, તેઓ અત્યંત ખુશી

થઇ ગયા. તે સસ્મિત વદને બોલ્યા—"ભદ્ર, આ અગીયારમા ઉપ શાત મોહ ગુણસ્થાનમા ઉપશમ સમ્યકૂત્વ, ઉપશમચારિત્ર અને ઉપશમજનિત ભાવ હોય છે, માત્ર ક્ષાયિક તેમજ ક્ષાયોપશમિક ભાવ હોતો નથી એટલે અહીં ચડનારો આત્મા ઉપશમ સહિત સમ્યકૂત્વ, ચારિત્ર અને ઉપશમ જનિત ભાવ પ્રાપ્ત કરી શકે છે

ભદ્ર, ઉપશમકજીવો ગુણસ્થાનકોમા કેવી રીતે ચડે છે અને પડે છે ? તે સાવધાન થઇને સાભળ આઠમા અપૂર્વકરણ ગુણસ્થાનથી નવમા અનિવૃત્તિબાદર ગુણસ્થાનમા જાય છે, અને ત્યાથી દશમા સૂક્ષ્મ સ પરાયમા જાય છે અને તેમાથી આ અગીયારમા ઉપશાતમોહ ગુણસ્થાનમા જાય છે જો આઠમાઅપૂર્વકરણ વગેરે ચારે ગુણ સ્થાનોમા લથડે છે, તો તે પડતા પડતા (ઉપશમ શ્રેણીવાળા) મિથ્યાત્વ ગુણસ્થાનમા આવી જાય છે આ સ્થળે એક વાત ખાસ લક્ષમા રાખવાની છે કે જો તે જીવ ચરમ શરીરી હોય તો તે સાતમા ગુણ સ્થાન સુધી આવીને ફરીવાર તે સાતમા ગુણસ્થાનથી ક્ષપકશ્રેણી કરવા માડે છે પર તુ જેણે એકવાર ઉપશમ શ્રેણી કરી હોય તેજ ક્ષપક શ્રેણી કરી શકે છે અને જેણે એક ભવમા બે વાર ઉપશમશ્રેણી કરી હોય તે તેજ ભવમા ક્ષપકશ્રેણી કરી શકતા નથી આ વાત ખાસ લક્ષમા રાખવાની છે "

મુમુક્ષુ આન દ થઇને બોલ્યો "ભગવન્, હુ નિ શ ક થયો છુ તથાપિ એક પ્રશ્ન કરવાની ઇચ્છા થાય છે આપે જે ક્ષપક અને ઉપ શમ શ્રેણી કરવાના સ બ ધમા કહ્યુ, તે મારા લક્ષમા આવ્યુ છે, પર તુ ઉ પશમ શ્રેણીવાળા જીવોને કેટલા ભવ થતા હશે, ? તે જાણવાની ઇચ્છા છે, તો કૃપા કરી તે સમજાવો " આન દસૂરિ શાત સ્વરથી બોલ્યા—"વત્સ, આ સ સારમા એક જીવને આશ્રી અનેક ભવમા થઈ ચારવાર ઉપશમ શ્રેણી થાય છે અને એક ભવમા બેવાર ઉપશમ શ્રેણી થાય છે " મુમુક્ષુ પ્રસન્ન થઇને બોલ્યો, ભગવન્, મારી શ કા પરાસ્ત થઇ ગઇ છે, તથાપિ એક બીજી જિજ્ઞાસા પ્રગટ થઇ આવી છે ઉપશમશ્રેણીમા જીવ કેવી રીતે ઉપશમ કરે છે ? તે જાણવાને હૃદય આતુર બન્યુ છે "

આનંદર્ષિ બોલ્યા, "ભદ્ર, તારી આ જિજ્ઞાસા યથાર્થ છે. સાંભળ, પ્રથમ જીવ અનંતાનુબંધી ક્રોધ, માન, માયા અને લોભનો ઉપશમ કરે છે, પછી મિથ્યાત્વમોહ, મિશ્રમોહ અને સમ્યક્ત્વ મોહને ઉપશમાવે છે, પછી નપુંસકવેદ, સ્ત્રીવેદ, પછી હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, જુગુપ્સા, છ નોકષાયને ઉપશમાવે છે, પછી અનુક્રમે પુરૂષવેદ, અપ્રત્યાખ્યાનીક્રોધ, પ્રત્યાખ્યાનીક્રોધ, સંજ્વલન ક્રોધ, અપ્રત્યાખ્યાનીમાન, પ્રત્યાખ્યાનીમાન, સંજ્વલનમાન, અપ્રત્યાખ્યાનીમાયા, પ્રત્યાખ્યાનીમાયા, સંજ્વલનમાયા અને તે પછી અપ્રત્યાખ્યાનીલોભ પ્રત્યાખ્યાનીલોભ અને સંજ્વલનલોભ—એમ અનુક્રમે ઉપશાંત કરે છે."

મુમુક્ષુ પ્રસન્નવદને બોલ્યો, મહાનુભાવ, ઉપશમશ્રેણીમાં જીવ કેવી રીતે ઉપશમ કરે છે તે વાત સમજ્યો, પરંતુ હવે એક પ્રશ્ન માત્ર કરવાની ઇચ્છા થાય છે, તે એકે ઉપશમશ્રેણીવાળા મોક્ષ યોગ્ય કેવી રીતે થઈ શકે છે? અને ઉપશમકજ અપૂર્વાદિ ગુણસ્થાનોમાં શું કરે છે તે જાણવાની જીજ્ઞાસા છે, તો તે જણાવી કૃપામાં વધારો કરશો? આનંદસૂરિ ઘણાજ આનંદ સાથે બોલ્યા, હે ભદ્ર, સાત લવ, એક મુહૂર્ત્તનો અગીયારમો ભાગ છે, તેવા સાત લવ આયુષ્ય જેને બાકી રહ્યું છે, એવા ઉપશમશ્રેણી ખંડિત કરનારા પરાંઙ્મુખ થયેલા, સાતમા ગુણસ્થાનમાં આવીને ફરી ક્ષપકશ્રેણી માંડીને સાત લવની વચમાં ક્ષીણમોહ ગુણસ્થાન પ્રાપ્ત કરી અંતઃકૃત કેવળી થઇ મોક્ષગમન કરે છે, તે કારણથી દુષણ નથી. તથા જે પુષ્ટાયુવાલા ઉપશમશ્રેણી કરે છે, તે અખંડિતશ્રેણીથી ચારિત્ર મોહનીયનો ઉપશમ કરીને અગીયારમા ગુણસ્થાને પહોંચી ઉપશમશ્રેણી સમાપ્ત કરી નીચે પડે છે.

હવે ઉપશમકજ અપૂર્વાદિ ગુણસ્થાનોમાં સંજ્વલન લોભ વર્જિને બાકીની મોહનીય કર્મની વીશ પ્રકૃતિ, અપૂર્વ કરણ તથા અનિવૃત્તિ બાદર, આ બે ગુણસ્થાનમાં ઉપશમાવે છે; ત્યાર પછી અનુક્રમે સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાનમાં સંજવનલોભને સૂક્ષ્મ કરે છે, ત્યાર

પછી અનુક્રમે ઉપશાત મોહ ગુણુસ્થાનમા તે સુક્ષ્મલોભને સર્વથા ઉપશમાવે છે

સુમુક્ષુ, અ તર ગ આન દને દર્શાવતો બોલ્યો—"ભગવન, હુ સર્વ પ્રકારે નિ શક થયો છુ આ ઉપશાત મોહનો પ્રભાવ સાંભળી મારો આત્મા ઉપશાત મોહ થવાની ભાવના ભાવે છે હવે આ મનોહર દેખાવની સૂચનાનું સ્પષ્ટીકરણ કરી મારા બોધમા વૃદ્ધિ કરવાની કૃપા કરો "

આન દમુનિ બોલ્યા—"વત્સ, આ પગથીઆ ઉપર જે ઉપર જવાની નાની નાની સીડીઓ છે, તે એમ સૂચવે છે કે, અહિ આવેલો જીવ ચડે છે અને પડે છે. જેને માટે મે તને પ્રથમ સમજાવ્યુ છે ભદ્ર, જો, જે આ રત્નમય એક ગ્રથિ દેખાય છે, તે એવુ સૂચવે છે કે, અહિં આરૂઢ થયેલો ઉપશમક જીવ શાતા વેદનીયરૂપ એકજ પ્રકૃતિનો બ ધ કરે છે, જે તેની પાસે આ ઓગણસાઠ કિરણો પ્રકાશે છે, તે એવું સૂચવે છે કે, અહિં વર્તતો જીવ ઓગણસાઠ પ્રકૃતિ વેદે છે તેની આસપાસ જે એકસો અડતાળીશ સૂક્ષ્મ કિરણોનું જાળ સ્ફુરે છે, તેમ એમ દર્શાવે કે, અહિં એક દર એકસો અડતાળીશ પ્રકૃતિની ઉત્કૃષ્ટિ સત્તા છે વત્સ, આ પ્રમાણે આ સોપાનનો દેખાવ હેતુપૂર્વક છે અને હૃદયથી મનન કરવા યોગ્ય છે "

આન દસૂરિની વાણી સાભળી સુમુક્ષુ પ્રસન્ન થઇ ગયો અને તેણે તે મહાત્માને પુન ભક્તિપૂર્વક વ દના કરી





# દ્વાદશ સોપાન.

## (ક્ષીણમોહ ગુણસ્થાન.)



શુદ્ધ ચૈતન્યરૂપ, અપૂર્વ શક્તિ ધારણ કરનાર અને સર્વ ગુણ સંપન્ન પરમાત્માના સ્વરૂપનું ધ્યાન કરનારા, કર્મોના વિચિત્ર અને વિલક્ષણ સ્વરૂપને સમજનારા, અને આ વિશ્વની અગણિત સૂચનાઓને ઓળખનારા મહાનુભાવ આનંદસૂરિ શાંત સ્વરથી બોલ્યા—"ભદ્ર, આ નિર્મલ તત્વબોધક નીસરણીના બારમા પગથીઆ ઉપર તારી દૃષ્ટિ પ્રસાર.

આ સુંદર સોપાન **ક્ષીણમોહ** નામના બારમા ગુણસ્થાનથી ઓળખાય છે. અહિં સકલ મોહનો ક્ષય થાય છે, તેથી આ સ્થાનનું નામ **ક્ષીણમોહ** પડેલું છે. ઉપશમક જીવ ઉપશમ મુર્તિરૂપ સહજ સ્વભાવબલથી સર્વ મોહકર્મ ઉપશાંત કરવાથી અગીયારમા ગુણસ્થાનથી અને ક્ષપક થઇ ક્ષપકશ્રેણીના માર્ગવડે દશમા ગુણસ્થાનથીજ નિઃકષાય શદ્ધ આત્મભાવનું બળ પ્રાપ્ત થાય છે, તેથી અહિં સર્વ મોહનો ક્ષય.થાય છે, માટે આ ગુણસ્થાન **ક્ષીણમોહના** નામથી ઓળખાય છે.

વત્સ, જો આ પગથીઆની સાથે એક પ્રકાશમય દોરી દેખાય છે, તેને દશમા પગથીઆની સાથે બાંધેલી છે, આ સુચના જાણવા જેવી છે. આ ઉપરથી એવું સુચન થાય છે કે, ક્ષપકમુનિને અગીયારમું ગુણસ્થાન પ્રાપ્ત થતું નથી, પરંતુ દશમા સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાનથી લોભના સૂક્ષ્મ અંશોના સૂક્ષ્મ ખંડ કરતાં કરતાં તે ક્ષપક આ બારમા ક્ષીણમોહ ગુણસ્થાનમાં આવે છે. આ વખતે તે

જીવ અહિં ક્ષપકશ્રેણી સમાપ્ત કરે છે તે સમાપ્ત કરવાનો અનુક્રમ આ પ્રમાણે છે પ્રથમ તે અનતાનુબધી ચાર કષાયનો ક્ષય કરે છે પછી મિથ્યાત્વમોહનીય, પછી મિશ્રમોહનીય, અને પછી સમ્ય ક્ત્વ મોહનીયનો ક્ષય કરે છે તે પછી અપ્રત્યાખ્યાન ચાર કષાય, પછી પ્રત્યાખ્યાન ચાર કષાયનો, પછી નપુસક વેદનો, અને પછી હાસ્ય ષટ્‌કનો ક્ષય કરે છે તે પછી પુરૂષ વેદનો, પછી સજ્વલન ક્રોધનો, પછી સજ્વલન માનનો, સજ્વલન માયાનો, અને છેવટે સજ્વલન લોભનો ક્ષય કરે છે આ અનુક્રમે શુદ્ધ થયેલો જીવ આ બારમા સોપાન ઉપર રહે છે ”

મુમુક્ષુએ પ્રશ્ન કર્યો—“ભગવન્, આપના કહેવા ઉપરથી આ ક્ષીણ મોહ ગુણસ્થાનનો પ્રભાવ મહાન્ દેખાય છે, તો અહિં કોઈ જાતનુ ધ્યાન થતુ હશે કે નહીં”

આનદર્ષિ બોલ્યા–“ભદ્ર, આ બારમા ક્ષીણ મોહ ઉપર આવેલા જીવને શુકલ ધ્યાનનો બીજો પાયો પ્રાપ્ત થાય છે ક્ષીણ મોહી ક્ષપક-મુનિ આ બારમા ગુણસ્થાનમા શુદ્ધ પરિણતિવાલો થાય છે, એટલે પ્રથમ કહેલા શુકલ ધ્યાનની રીતિ પ્રમાણે શુકલ ધ્યાનના બીજા પાયાનો (વીતરાગ થઈ જવાથી) આશ્રય કરે છે અને તે બીજા શુકલ ધ્યાનને એક યોગથી ધ્યાય છે કારણ કે, તે ક્ષપકમુનિ વીતરાગ અવસ્થાને પ્રાપ્ત કરનારા, યથાખ્યાત ચારિત્રવાલા, અને શુદ્ધતરભાવયુક્ત મ હાયતિ બને છે તે શુકલ ધ્યાનનો બીજો પાયો અપૃથક્ત્વ, અવિચાર અને સવિતર્ક ગુણ સયુક્ત એવા નામથી કહેવાય છે જેનુ ધ્યાન કરતા તે ક્ષીણમોહી મહાત્મા આત્મિક આનદને અનુભવે છે.”

મુમુક્ષુ અજલિ જોડી બોલ્યો–“ભગવન્ એ શુકલ ધ્યાનના બીજા પાયાનુ સ્વરૂપ સમજાવવાની કૃપા કરો–” આનદ મુનિ આ નદપૂર્વક બોલ્યા–“વત્સ, એ ધ્યાનમા તત્ત્વજ્ઞાતા અપૃથક્ત્વ જ્ઞાનને–એકત્વને ધારણ કરે છે કેવળ જે વિશુદ્ધ પરમાત્મ દ્રવ્ય છે, તેજ અથવા તેજ પરમાત્મા દ્રવ્યનો કેવળ એક પર્યાય અથવા કેવળ એક ગુણ છે એ અપૃથક્ત્વ–એકત્વ કહેવાય છે એવી રીતે એક

દ્રવ્ય, એક ગુણ, એક પર્યાય નિશ્ચલ-ચલન રહિત છે. એમ જ્યાં એકત્વનું ધ્યાન કરવામાં આવે છે, તે અપૃથક્ત્વ કહેવાય છે.

જે અવિચાર છે એટલે જેમાં (પુર્વોક્ત સ્વરૂપોમાં) શબ્દાર્થયોગ રૂપોમાં પરાવર્ત્ત વિવર્જિત એટલે શબ્દથી શબ્દાંતર અને અર્થથી અર્થાંતર ઈત્યાદિ ક્રમથી રહીત એવું માત્ર શ્રુતને અનુસારેજ ચિંતન કરવામાં આવે છે, તેથી તે અવિચાર છે. આ કાલમાં શુકલ ધ્યાનના જેઓ જ્ઞાતા છે, તેઓ પૂર્વ મુનિ પ્રણીત શાસ્ત્ર આમ્નાય વિશેષથી છે; પરંતુ આ કાલમાં શુકલ ધ્યાનના કોઈ અનુભવી નથી. જે ધ્યાન સવિતર્ક ગુણ સંયુકત છે, એટલે જે ધ્યાન માત્ર ભાવ શ્રુતના આલંબનથી થાય છે. સૂક્ષ્મ અંતર્જલ્પ ભાવગત અવલંબન માત્રથી ચિંતવન થાય છે, તેથી તે સવિતર્ક ગુણ સંયુક્ત છે.

આ પ્રમાણે શુકલ ધ્યાનના બીજા પાયાનું અવલંબન કરી ક્ષીણમોહી મહાત્મા આ ગુણસ્થાનપર વર્ત્તે છે અને તે સર્વદા શુદ્ધ પરિણતિના પ્રકાશથી પ્રકાશિત થાય છે.

વત્સ, આ સોપાન ઉપર પુનઃ દૃષ્ટિ કર. તેના શિખર ઉપર અમૃતની ધારાનો દેખાવ છે. તેની નીચે એક અગ્નિની જ્વાલાનો દેખાવ છે, તેની અંદર ચૌદ ઇંધણાઓ બળતા દેખાય છે. તેની બાહેર સોળ, અને સત્તાવન મોટી કિરણો અને એકસો એક સૂક્ષ્મ કિરણોનું મંડળ દેખાય છે આ દેખાવ ઉપરથી અદ્ભુત સૂચના પ્રગટ થાય છે. ” મુમુક્ષુએ કહ્યું, “ભગવન્, આ દેખાવ મારા દૃષ્ટિ માર્ગમાં આવ્યો છે, તે કૃપા કરી સમજાવો. ” આનંદસૂરિ શાંત સ્વરથી બોલ્યા “ભદ્ર, સાંભળ, જે આ સોપાન ઉપર અમૃતની ધારા દેખાય છે, તે **સમરસીભાવ** છે. અહિં પ્રાપ્ત થયેલ મહાત્મા બીજા શુકલ ધ્યાનમાં વર્ત્તવાથી ધ્યાનસ્થ થઈ સમરસીભાવને (તદેક શરણુતા) ધારણ કરે છે. ધ્યાનવડે પોતાના આત્માને અપૃથક્ત્વભાવે પરમાત્માની અંદર લીન કરવામાં આવે ત્યારેજ સમરસીભાવ ધારણ થાય છે. આ સમરસીભાવની સ્થિતિ આત્માના અનુભવથી થઇ શકે છે.

વત્સ, જે આ સોપાનની નીચે અગ્નિની જ્વાળાનો દેખાવ છે તે

ઉપરથી એવી સૂચના થાય છે કે, આ સ્થાને બી ત શુકલ ધ્યાનના યોગ થી યોગીંદ્ર મુનિ પોતાના કર્મરૂપી ઇંધણાને દહન કરે છે વળી આ બારમા ગુણસ્થાનના બીજા ચરમ સમયમા અ તના પ્રથમ સમયે નિદ્રા અને પ્રચલા આ બે પ્રકૃતિનો ક્ષય કરે છે ભદ્ર, જે આ ચૌદ ઇંધણાઓ બળતા દેખાય છે, તે ઉપરથી એવી સૂચના થાય છે કે, આ ક્ષીણમોહ ગુણસ્થાનના અ ત સમયમા ૧ ચક્ષુર્દર્શન, ૨ અચક્ષુર્દર્શન, ૩ અવધિદર્શન, ૪ કેવળદર્શન, આ ચાર દર્શનાવરણીય, પાચ પ્રકારના જ્ઞાનાવરણીય, અને પાચ પ્રકારના અ તરાય એ ચૌદ પ્રકૃતિનો અદ્રિ ક્ષય થાય છે, તેનો ક્ષય કરી તે યોગી ક્ષીણ મોહાથ થઇ કેવળ સ્વરૂપી બની જાય છે

ભદ્ર, તેની બાહેર આ મોળ અને સત્તાવન મોટી કિરણો અને એકસોએક સૂક્ષ્મ કિરણોનું મ ડળ જે દેખાય છે, તે એવુ સૂચવે છે કે, આ ક્ષીણ મોહ ગુણસ્થાનપર આરૂઢ થયેલો જીવ ચાર દર્શન, જ્ઞાનાતરાય દશક, ઉચ્ચગોત્ર અને યશનામ એ મોળ પ્રકૃતિનો બ ધ વિચ્છેદ કરે છે અને તે બ ધ વ્યવચ્છેદ થવાથી એક શાતા વેદનીયનો બ ધ કરે છે તેમ સ જ્વલન લોભ તથા ઋષભ નારાચ સ હુનન—એ બે પ્રકૃતિનો ઉદય વ્યવચ્છેદ થવાથી સત્તાવન પ્રકૃતિ વેદે છે અને સ જ્વલન લોભની સત્તા દૂર થવાથી તેને અહીં એકસો એક પ્રકૃતિની સત્તા છે ભદ્ર, આ સૂચના મનન કરવા જેવી છે અને સર્વદા લક્ષમા રાખવા યોગ્ય છે " મુમુક્ષુએ વિચારપૂર્વક પ્રશ્ન કર્યો—" ભગવન્, આ ગુણસ્થાનમા એક દર પ્રકૃતિઓ ની કેટલી સ ખ્યા હશે ? " આન દ મુનિ બોલ્યા—" ભદ્ર, અહિં એક દર ત્રેસઠ પ્રકૃતિઓનો ક્ષય થાય છે તે પ્રકૃતિઓના ક્ષયનો આર ભ ચોથા ગુણસ્થાનથી શરૂ થાય છે તે આ બારમા ગુણસ્થાનમા સ પૂર્ણ ક્ષીણ થઇ જાય છે ચોથા ગુણસ્થાનમા એક પ્રકૃતિ, પાચમા ગુણ સ્થાનમા એક, સાતમા ગુણ સ્થાનમા આઠ, નવમામા છત્રીશ, અને બારમામા નવ્વાર—એમ સર્વ મ ળી ત્રેસઠ પ્રકૃતિઓનો ક્ષય અહિં સ પૂર્ણ થ ય છે

ભદ્ર, અહિં ઉજ્જ ... ગના બાજુએ, તારો આત્મા ક્ષીણ

થઇ આ સ્થિતિનો અધિકારી બને અને નિરૂપાધિ અવસ્થાનો અનુભવ કરે. એવી ઇચ્છા ધારણ કરજે."

મુમુક્ષુ આનંદાશ્રુ વર્ષાવતો બોલ્યો—"ભગવન્, આપના આશીર્વાદથી એજ ભાવના ભાવવાને હૃદય ઉત્સુક થાય છે. હવે આ આત્મા ક્ષીણ મોહાવસ્થાને ક્યારે પ્રાપ્ત કરશે? એવી રાહ જોઉં છું અને એ સમયની પ્રતિક્ષા કરી અંતરની તે આશાઓને પુષ્ટિ કર્યા કરૂં છું. શ્રી વીર પ્રભુ, એ આશા પૂર્ણ કરો."





# ત્રયોદશ સોપાન

## ( સયોગી કેવલી ગુણસ્થાન. )





મના હૃદયમાં પંચપરમેષ્ટીના મહામંત્રનું સ્મરણ થયા કરે છે, જેમની ભાવનાઓ આ વિશ્વના કલ્યાણની સાથે સંયોજિત થાય છે, અને જેઓનું હૃદય સદા શુભધ્યાનમાં આરૂઢ છે, એવા મહાત્મા આનંદસૂરિ પરમાનંદના પ્રભાવને દર્શાવતા બોલ્યા—" ભદ્ર, આ તેરમા સોપાન ઉપર દ્રષ્ટિ પ્રસાર. આ સુંદર સોપાન સયોગીકેવલીના નામથી ઓળખાય છે એ નામનોજ કોઇ દિવ્ય પ્રભાવ છે જો, આ પગથીઆ ઉપર મહાન પ્રકાશમાન બે રત્નો ચળકી રહ્યા છે તેની આસપાસ તેજની પ્રભાનો સમુહ સૂર્યની જેમ ઝળકે છે

આ દેખાવ આ તેરમા સયોગીકેવલીના સોપાનનો મહિમા દર્શાવે છે આ ગુણસ્થાન ઉપર કેવળી ભગવંત હોઇ શકે છે તે કેવળી ભગવંતના આત્માને અહિં ક્ષાયિક શુદ્ધ ભાવ પ્રગટ થાય છે તેથી પરમ ઉત્કૃષ્ટ ક્ષાયિક સમ્યક્ત્વ અને યથાખ્યાત ક્ષાયિક ચારિત્ર પ્રાપ્ત થાય છે આ બે તેજસ્વી રત્નો પણ એજ વાત સૂચવે છે અહીં ઉપશમ અને ક્ષયોપશમ આ બે ભાવ રહેતા નથી.

ભદ્ર, આ તેરમા સોપાનના શિખર ઉપર એક દિવ્ય જ્યોતિ પ્રકાશે છે, તેનું અવલોકન કર એ જ્યોતિ અહીં આરૂઢ થયેલા આત્માના કેવળજ્ઞાનને સૂચવે છે આ કેવલજ્ઞાનરૂપી સૂર્ય કેવો પ્રકાશે છે ? એ મહાન્ સૂર્યના પ્રકાશથી કેવળજ્ઞાનીને આ ચરાચર

જગત્ હસ્તામલકવત્ પ્રત્યક્ષ ભાષિત થાય છે, અહીં આરૂઢ થયેલો આત્મા તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કરે છે, અને તે કર્મના ઉદયથી તે પોતાના આત્માને કેવળી જિનેંદ્ર તરીકે ઓલખાવે છે."

મુમુક્ષુ હર્ષાશ્રુને ધારણ કરતો બોલ્યો—"ભગવન્, આ સુંદર સોપાનને હૃદયથી પ્રણામ કરૂં છું. આ પુણ્યરૂપ સ્થાનના દર્શનથી હું મારા આત્માને કૃતાર્થ જાણું છું અને મારા અહો ભાગ્ય સમજું છું. સ્વામિન્, કૃપા કરી આ પુણ્ય સ્વરૂપ સોપાનના સહચારી જિન પતિના પ્રભાવનું શ્રવણ કરાવો. અને મારા શ્રવણને પવિત્ર કરાવો."

આનંદસૂરિ સાનંદ થઇને બોલ્યા—"ભદ્ર, અર્હત ભક્તિ પ્રમુખ વીશ પુણ્ય સ્થાનકોનું જે આત્માઓ વિશેષ આરાધન કરે છે તેઓ તીર્થંકર નામ કર્મઉપાર્જન કરે છે. વળીઆ ગુણસ્થાનમાં તીર્થંકર નામ કર્મના ઉદયથી તે કેવળી ત્રિભુવન પતિ જિનેંદ્ર થાય છે. વળી આ સ્થાને ચોત્રીશ અતિશય યુક્ત, સર્વ દેવ તથા મનુષ્યોને પૂજ્ય, સર્વોત્તમ, અને સર્વ શાસનોમાં પ્રધાન એવા તીર્થને પ્રવર્ત્તાવનારા ભગવાન તીર્થંકર પ્રગટે છે, તે ઉત્કૃષ્ટથી દેશે ઉણાપૂર્વ કોટી સુધી વિદ્યમાન રહે છે."

મુમુક્ષુએ પ્રસન્નતાથી પ્રશ્ન કર્યો. "ભગવન્, તીર્થંકર નામ કર્મ કેવી રીતે વેદવામાં આવતું હશે ? તે કૃપા કરી સમજાવો."

આનંદસુરિએ ઉત્સાહથી ઉત્તર આપ્યો. "ભદ્ર, પૃથ્વી મંડલમાં વિહાર કરતાં ભવ્યજીવોને પ્રતિબોધી તેઓને સર્વ વિરતિ તેમજ દેશ વિરતિ કરવાથી તીર્થંકર નામ કર્મ વેદવામાં આવે છે. તે તીર્થંકર નામ કર્મને વેદવા માટેજ ભગવાન ઉપદેશ આપે છે. અને જે વખતે તેઓ ઉપદેશ આપે છે, તે વખતે તેઓ દેહધારી હોય છે. તે કેવલી મહાત્મા આ પૃથ્વી મંડલમાં ઉત્કૃષ્ટ આઠ વર્ષે ન્યૂન એવા એક કોટિ પૂર્વ પ્રમાણ વિચરે છે. તેઓ દેવતાઓએ રચેલા સુવર્ણ કમળ ઉપર પગ રાખી ચાલે છે. આઠ પ્રાતિહાર્ય યુક્ત અને અનેક સુરાસુર કોટિથી સેવિત થઇ વિહાર કરે છે. સામાન્ય પ્રકારે કેવલ-

જ્ઞાનીની આવી સ્થિતિ કહેલી છે ભગવાન્ જિનેદ્ર તો મધ્ય સ્થિતિ વાળા હોય છે

ભદ્ર,—"જો, આ તેરમા પગથીઆ ઉપર આઠ કુડાલા જોવામા આવે છે, અને તે કુડાલાની નીચે એક રત્નમય જ્યોતિનો પુજ ઝલકે છે, જેમાથી મહાન્ તેજસ્વી સાત કિરણો બહાર નીકળે છે"

મુમુક્ષુએ ઇંતેજારીથી પ્રશ્ન કર્યો—"ભગવન્, આ દેખાવની સૂચનાઓ મને સમજાવો આની અ દર મહાન્ તત્ત્વો રહેલા હોય, એમ લાગે છે"

આન દસૂરિ બોલ્યા—"ભગવન્, જે આ આઠ કુડાલા જોવામા આવે છે, તે આઠ સમય છે અને તેની નીચે જે જ્યોતિનો પુજ છે, તે કેવલિ સમુદ્દ્ઘાત કહેવાય છે જે ઉપર આ ગુણસ્થાનનો સર્વ મહિમા રહેલો છે"

મુમુક્ષુ બોલ્યો—"મહાનુભાવ, એ ચાર સમય અને કેવલિ સમુદ્ઘાત વિષે કૃપા કરી સમજાવો"

આન દર્ષિ આન દિત થઇને બોલ્યા—"વત્સ કેવલિ સમુદ્ઘાત શું કહેવાય? તે સાવધાન થઇને સાભળ કેવળી ભગવાન જ્યારે વેદ નીય કર્મની સ્થિતિથી આયુ કર્મની સ્થિતિ અલ્પ જાણે છે, ત્યારે તે બ'ને સ્થિતિઓને સમાન કરવા માટે તે કેવલિ સમુદ્ઘાત કરે છે યથા સ્વભાવન્વિત આત્માના પ્રદેશોને વેદનાદિ સાત કારણોથી સમુદ્ઘાતન કરવુ, એટલે સ્વભાવથી અન્ય ભાવપણે પરિણમન કરવુ—સ્વભાવનુ અન્ય ભાવમા રૂપાતર કરવુ, તે સમુદ્ઘાત કહેવાય છે જે આ જ્યોતિનો પુ જ છે, તે સમુદ્ઘાતનો દેખાવ છે અને તેમાથી જે આ સાત કિરણો નીકળે છે, તે સમુદ્ઘાતના સાત પ્રકારને દર્શાવે છે તે સાત પ્રકારના ૧ વેદના સમુદ્ઘાત, ૨ કષાય સમુદ્ઘાત, ૩ મરણ સમુદ્ઘાત, ૪ વૈક્રિય સમુદ્ઘાત, ૫ તેજ સમુદ્ઘાત, ૬ આહારક સમુદ્ઘાત અને ૭ કેવલિ સમુદ્ઘાત એવા નામ છે એ સાત પ્રકારના સમુદ્ઘાત માહેની અહિ કેવલિ સમુદ્ઘાત ગ્રહણ કરાય છે

વત્સ, જે આ આઠ સમયને સૂચવનારા આઠ કુંડાળા છે, તે સમયનો બોધ જાણવા જેવો છે. આ સોપાન ઉપર આરૂઢ થયેલા કેવલી ભગવાન જ્યારે કેવલિસમુદ્‌ઘાત કરે છે, ત્યારે તે કરતાં પ્રથમ સમયમાં વેદનીય આયુઃકર્મને સમાન કરવા માટે આત્મ પ્રદેશોથી ઉર્ધ્વલોકાંતસુધી દંડાકાર આત્મપ્રદેશને લંબાવે છે, બીજા સમયમાં પૂર્વ—પશ્ચિમ દિશામાં આત્મ પ્રદેશોથી તેનો કપાટના જેવો આકાર કરે છે, ત્રીજા સમયમાં ઉત્તર—દક્ષિણ આત્મપ્રદેશોનો મંથનાકાર કરે છે અને ચોથા સમયમાં આંતરો પૂર્ણ કરવાથી તે સર્વ લોક વ્યાપી થઇ જાય છે. આ ચોથે સમયે એ કેવલી ભગવાન્ વિશ્વવ્યાપી થઇ જાય છે.

વત્સ, અહીંથી પાછા તે નિવૃત્તિ કરે છે. એટલે એ પ્રમાણે કેવલી ભગવાન આત્મપ્રદેશોનો વિસ્તાર કરવાના પ્રયોગથી કર્મલેશને સરખા કરે છે, અને સરખા કર્યા પછી સમુદ્‌ઘાતથી પાછા નિવૃત્ત કરે છે,એટલે પાંચમા સમયમાં જગત્ પૂર્ણતાના અંતરોથી નિવર્ત્તે છે, છઠે સમયે મંથાનાકાર દૂર કરે છે, સાતમે સમયે કપાટાકાર દૂર કરે છે અને આઠમે સમયે દંડાકાર સંકેલી પોતાના સ્વસ્વભાવમાં આવે છે —સ્વભાવસ્થ થાય છે.

મુમુક્ષુ સાનંદાશ્ચર્ય થઇ બોલ્યા—“ ભગવન્, અહિં કેવલી કેવા યોગવાલા અને અનાહારક શી રીતે થાય છે ? તે દયા લાવી દર્શાવો. ”

આનંદ મુનિ બોલ્યા—“ વત્સ, અહિં સમુદ્‌ઘાત કરતાં કેવલી ભગવાન્ પ્રથમ અને અંત સમયે ઔદારિક કાયયોગવાલા થાય છે, બીજા અને છઠા સમયમાં મિશ્ર ઔદારિક કાયયોગી થાય છે. ( અહિં કાર્મણ સાથે ઔદારિકનું મિશ્રપણું છે. ) ત્રીજા, ચોથા અને પાંચમા સમયમાં કેવલ કાર્મણ કાયયોગવાલા થાય છે. તે કેવલી જે સમયોમાં માત્ર કાર્મણ કાય યોગવાલા હોય છે, તે સમયોમાં તેઓ અનાહારક હોય છે. ”

મુમુક્ષુએ દીર્ઘ વિચાર કરી કહ્યું, “ ભગવાન્, આપના વચનો

એ મારી શંકાને પરાસ્ત કરી છે, તથાપિ એક જિજ્ઞાસા ઉત્પન્ન થઇ છે, તે કૃપા કરી તૃપ્ત કરો."

આનંદમુનિએ કહ્યુ, "ભદ્ર, તારી શી જિજ્ઞાસા છે ? જે હોય તે પ્રગટ કર"

મુમુક્ષુ બોલ્યો—"ભગવન્, કેવલી સમુદ્ઘાત કરનારા દરેક કેવળી હશે કે કોઇ ન પણ હોય ?"

આનંદમુનિએ ઉલટથી કહ્યુ, ભદ્ર, તારી જિજ્ઞાસા યોગ્ય છે સાભળ ? જેમને છ માસથી અધિક આયુષ્ય વિદ્યમાન છતા કેવલજ્ઞાન પ્રાપ્ત થાય તેઓ અવશ્ય સમુદ્ઘાત કરે છે અને જેમનુ આયુષ્ય છ માસની અંદરનું હોય તે વખતે જેઓને કેવલજ્ઞાન પ્રાપ્તથાય તેઓની સમુદ્ઘાતની બાબતમા ભજના છે–વિકલ્પ છે અર્થાત્ તેઓ સમુદ્ઘાત કરે અથવા ન પણ કરે."

મુમુક્ષુએ બીજી જિજ્ઞાસા પ્રગટ કરી "ભગવન્ સમુદ્ઘાતને કરનારા એ કેવલી મહાત્માઓ અહિં કેવુ ધ્યાન કરતા હશે ? તે કૃપા કરી કહો"

આનંદમુનિ બોલ્યા—"ભદ્ર, કેવલી સમુદ્ઘાતથી નિવૃત્ત થઇ મન, વચન અને કાયાના યોગને નિરોધવા માટે અહિં કેવલી ભગવાન શુકલ ધ્યાનના ત્રીજા પાયાનુ ધ્યાન કરે છે એ શુકલધ્યાનનો ત્રીજો પાયો સૂક્ષ્મક્રિયા નિવૃત્તિના નામથી ઓલખાય છે, કારણકે, તેમા યોગની કંપનરૂપ ક્રિયાને સૂક્ષ્મ કરવામા આવે છે"

મુમુક્ષુ બોલ્યો"મહાનુભાવ, એ સૂક્ષ્મ ક્રિયા નિવૃત્તિ વિષે વિશેષ સમજુતી આપો. યોગની ક્રિયા ને કેવીરીતે સૂક્ષ્મકરવામા આવે છે ?

આનંદર્ષિ બોલ્યા—"ભદ્ર, એસૂક્ષ્મ ક્રિયા નિવૃત્તિ નામના શુકલ ધ્યાનના ત્રિજા પાયામા ધ્યાતા કેવલી મન, વચન અને કાયાના યોગને સૂક્ષ્મ કરે છે તે કેવી રીતે કરે છે ? તે સાવધાન થઇ શ્રવણ કર એ ધ્યાનના ધ્યાતા કેવલી આત્મવીર્યની અચિંત્ય શક્તિથી બાદરકાયયોગના સ્વભાવમા સ્થિત થઇ, બાદરવચનયોગ તથા બાદરમનોયોગના પુદ્-

ગલોને સૂક્ષ્મ કરે છે, તે પછી બાદરકાયયોગને સૂક્ષ્મ કરે છે, ત્યાર બાદ સૂક્ષ્મકાયયોગમાં ક્ષણમાત્ર રહીને તત્કાળ સૂક્ષ્મ વચનયોગ તથા મનોયોગના પુદ્ગલોનો અપચય કરે છે, તે પછી ક્ષણ માત્ર સૂક્ષ્મકાયયોગમાં રહી તે કેવળી મહાત્મા પ્રગટ નિજ આત્માનુભવની સૂક્ષ્મ ક્રિયાનો એટલે પોતેજ પોતાના ચિદ્રૂપ સ્વરુપનો અનુભવ કરે છે.

વત્સ, અહિં જે સૂક્ષ્મ ક્રિયાવાળા શરીરની સ્થિતિ તેજ કેવળીનું ધ્યાન છે. તે જાણવા જેવું છે. જે પ્રકારે છદ્મસ્થયોગીઓના મનની સ્થિરતાને જેમ ધ્યાન કહેવામાં આવે છે, તે પ્રકારે કેવળજ્ઞાનીઓના શરીરની નિશ્ચલતાને ધ્યાન કહેવામાં આવે છે. તેઓ પર્વતની જેમ સ્થિર રહી ધ્યાન કરવાને સમર્થ બને છે. તેમની તે ક્રિયા શૈલેશીકરણના નામની ઓળખાય છે. તે શૈલેશીકરણને આરંભ કરનારા સૂક્ષ્મ કાય યોગવાળા મહાત્મા પાંચ હ્રસ્વાક્ષર ઉચ્ચારતાં જેટલો કાલ લાગે, તેટલું આયુષ્ય જ્યારે બાકી રહે ત્યારે શરીરને શૈલવત્ નિશ્ચલ કરવા માટે તેને અપરિપાતરૂપ ચોથું શુકલ ધ્યાન કે જે શૈલેશીકરણ રૂપ કહેવાય છે, તે પ્રાપ્ત થાય છે. ત્યાર પછી તે કેવળી શૈલેશીકરણારંભી સૂક્ષ્મકાયયોગમાં રહેતાં તત્કાળ ઉપરના સોપાનપર જવાની ઇચ્છા કરે છે.

ભદ્ર, જો, આ તેરમા સોપાનની પાસે ત્રીશ બેંતાળીશ અને પંચાશી કિરણોની શલાકાઓ માલમ પડે છે. તે એવું સૂચવે છે કે, અહિં આરૂઢ થયેલો જીવ અંતસમયમાં ઔદારિકદ્વિક, અસ્થિરદ્વિક વિહાયોગતિદ્વિક, પ્રત્યેકત્રિક, છ સંસ્થાન, અગુરૂલઘુ ચતુષ્ક, ચાર વર્ણાદિ, નિર્માણ, તૈજસ, કાર્મણ, પ્રથમસંહનન, બે સ્વર અને એક વેદનીય આ ત્રીશ પ્રકૃતિનો ઉદય વિચ્છેદ કરે છે. અહિં અંગોપાંગનો ઉદય વ્યવચ્છેદ થવાથી અંત્ય અંગ સંસ્થાનની અવગાહનાથી ત્રીજો ભાગ ન્યૂન અવગાહના કરે છે. એટલે પોતાના આત્મપ્રદેશોને ઘનરૂપ કરવાથી ચરમ શરીરના અંગોપાંગમાં જે નાસિકાદિ

છિદ્રો છે, તેઓને પૂર્ણ કરે છે, તેથી આત્મ પ્રદેશો ઘનરૂપ થઈ જાય છે અને અવગાહના ત્રીજો ભાગ ન્યુન થાય છે

આ ગુણુસ્થાનમા રહેલો જીવ એક વિધ બધ, ઉપાત્ય સમય સુધી અને જ્ઞાનાતરાય પાચ તથા ચાર દર્શનનો ઉદય વ્યવચ્છેદ થવાથી બેતાળીશ પ્રકૃતિ વેદે છે નિદ્રા, પ્રચલા, જ્ઞાનાતરાયદશક અને ચાર દર્શન આ સોળ પ્રકૃતિની સત્તા વ્યવચ્છેદ થવાથી અહિ પચાશી પ્રકૃતિની સત્તા હોય છે

ભદ્ર, સુમુક્ષુ, આ સોપાનના દેખાવ ઉપરથી જે આ સૂચનાઓ દર્શાવી છે, તે હૃદયથી વિચારણીય છે આ સર્વની વિચારણા કરી તારા આત્માને ઉત્તમ ભાવનાના શિખરપર આરૂઢ કરજે "

સુમુક્ષુએ પ્રસન્ન થઈને કહ્યુ, "ભગવન્, હવે કૃતાર્થ થયો છુ આ સુદર અને શિવરૂપ સોપાનના શિખરની સમીપે આવી પોહોચ્યો છુ મારા ઉપર પરમ ઉપકાર કરી જેણે આ રચના કરી છે, તે અદ્ભુત અને શિવમાર્ગની સાધક હોઇ મારા મહાન્ ઉપકારની સાધનભૂત થઇ છે "

આ પ્રમાણે કહી સુમુક્ષુએ મહાનુભાવ આનદસૂરિના ચરણુમા વદના કરી અને તે ક્ષણુવાર તે પવિત્ર મૂર્ત્તિનુ ધ્યાન ધરી રહ્યો હતો





# ચતુર્દશ સોપાન.

## (અયોગિ કેવલી ગુણસ્થાન.)





શુદ્ધ પરમાત્માના ચિદાનંદ રૂપનું સદા ધ્યાન કરનારા, જ્ઞાનજ્યોતિના પ્રકાશથી પ્રકાશિત થયેલા, નિર્મલ, નિરાબાધ અને અખંડ—અવિનાશી પરમાત્મરૂપને ચિંતવનારા અને પંચપરમેષ્ટીના પ્રભાવને જાણનારા શ્રીમાન્ આનંદસૂરિ અપાર આનંદને ધારણ કરતા બોલ્યા—"ભદ્ર મુમુક્ષુ, આ નીસરણીના છેલ્લા સોપાન ઉપર દૃષ્ટિ કર. આ મહાન્ અદ્ભુત અને શિવરૂપ સોપાન છે. આ સંસારમાંથી મુક્ત થઇ વિશ્રાંતિ લેવાનું આ સ્થાન છે. શ્રી શિવસ્વરૂપ જિનેંદ્ર ભગવાનનું આનંદરૂપે નિવાસ કરવાનું આ સ્થલ છે. ભદ્ર, આ સોપાનને સાવધાન થઇ વિલોકજે. આ ચૌદમું સોપાન **અયોગિ** ગુણસ્થાનના નામથી ઓળખાય છે. અહિં કાયાદિનો પણ યોગ ન હોવાથી તે **અયોગિ** કહેવાય છે. જુવો, આ સોપાન ઉપર પાંચ વર્ણોના આકાર દેખાય છે. તે એવું સૂચવે છે કે, અહિં આરૂઢ થયેલ જિનેંદ્રનો આત્મા પાંચ હ્રસ્વ અક્ષરો (**अ इ उ ऋ लृ**) બોલતાં જેટલો વખત લાગે તેટલા વખત સુધી સ્થિતિ કરે છે. આ ગુણસ્થાનમાં શુકલધ્યાનનો **અનિવૃત્તિ** નામનો ચોથો પાયો છે, તેમાં **સમુચ્છિન્નક્રિયા** નામે શુકલધ્યાનનું ચોથું ધ્યાન છે. જે ધ્યાનમાં સૂક્ષ્મ કાયયોગની ક્રિયા પણ ઉચ્છિન્ન (સર્વથા નિવૃત્ત) થઇ જાય છે. આથી મહાત્માઓ એ ધ્યાનને મુક્તિરૂપી મેહેલનું દ્વાર કહે છે."

મુમુક્ષુએ દીર્ઘ વિચાર કરી પ્રશ્ન કર્યો—"ભગવાન્, મારા હૃદયમા એક શકા ઉત્પન્ન થાય છે, કૃપા કરી તેનુ નિરાકરણ કરો જ્યાસુધી દેહ વિદ્યમાન છે, ત્યાસુધી અયોગી શી રીતે કહેવાય? અને જ્યારે કાયયોગનો સર્વથા અભાવ થયો તો પછી દેહનો અભાવ થયો, તો દેહ વિના ધ્યાન કેવી રીતે ધરે?"

આનંદર્ષિ હાસ્ય કરીને બોલ્યા—"વત્સ, આ અયોગી ગુણુસ્થાનનો કોઇ અદ્ભુત પ્રભાવ છે અહિં કાયયોગથી જે ક્રિયા થાય છે, તે અતિ સૂક્ષ્મરૂપ છે તેમ વલી તે કાયયોગ સત્વર ક્ષય પામી જાય છે, વળી કાયાનુ કાર્ય કરવામા તે અસમર્થ હોય છે, એ કારણુથી કાયા હોવા છતા પણુ તે અયોગી કહેવાય છે તેમ વળી શરીરનો આશ્રય હોવાથી તેને ધ્યાન પણુ ઘટે છે આથી કરીને આ ચૌદમા અયોગી ગુણુસ્થાન વર્ત્તી એવા પરમેષ્ટી ભગવતને તે વિષે કાંઇ પણુ વિરોધ આવતો નથી કારણુકે, એ પરમેષ્ટી ભગવત નિજ શુદ્ધાત્મા ચિદ્રુપ તન્મયપણે ઉત્પન્ન થયેલ, નિર્ઝર અને પરમાનદરૂપ છે વત્સ, આ સર્વોત્તમ ધ્યાનમા નિશ્ચયનયથી આત્માજ ધ્યાતા છે, આત્માજ કરણુરૂપ છે, આત્માજ કર્મ રૂપતાપન્ન એવા નિજ સ્વરૂપને ધ્યાય છે, તેનાથી બીજુ ઉપચારરૂપ, અષ્ટાગયોગ પ્રવૃત્તિ લક્ષણુ ધ્યાન તે સર્વ વ્યવહારનયથી જાણુવુ'

વત્સ, આસોપાન ઉપર આવેલા મહાનુભાવના ઉપાન્ત્ય સમયમા શુ બને છે? તે જાણુવા જેવુ છે કેવલ ચિદ્રૂપ, આત્મસ્વરૂપને ધારણુ કરનાર યોગી અયોગી ગુણુસ્થાનવર્તી સ્ફુટ પ્રગટ ઉપાન્ત્ય સમયમા એકી સાથે ( શીઘ્રયુગપત્ સમ કાળે ) બોંહોતેર કર્મપ્રકૃતિનો ક્ષય કરે છે "

મુમુક્ષુએ વચ્ચે પ્રશ્ન કર્યો—"ભગવન્, ઉપાન્ત્ય સમય એ શુ છે અને કર્મની બહોતેર પ્રકૃતિ કઇ છે? તે સમજાવો "

મહાનુભાવ આનદસૂરિએ ઉત્તર આપ્યો—"ભદ્ર, બે ચરમ (છેલ્લા) સમયને ઉપાન્ત્ય સમય કહે છે પાચ શરીર, પાચ બધન,

પાંચ સંઘાત, ત્રણ અંગોપાંગ, છ સંસ્થાન, પાંચ વર્ણ, પાંચ રસ, છ સંહનન, છ અસ્થિર, આઠ સ્પર્શ, બે ગંધ, નીચ ગોત્ર, ચાર અગુરૂલઘુ, દેવગતિ, દેવાનુપૂર્વી, બે વિહાયોગતિ, ત્રણ પ્રત્યેક, સુસ્વર, અપર્યાપ્તિનામ, નિર્માણનામ, અને બેમાંથી એક વેદનીય એ બોંતેર કર્મપ્રકૃત્તિઓ કહેવાય છે. તે બોંતેર કર્મપ્રકૃત્તિ મુક્તિ નગરીના દ્વારની અર્ગલા રૂપ છે, તે કર્મ પ્રકૃત્તિને આ સોપાન ઉપર આવેલો આત્મા ઉપાંત્ય સમયમાં ક્ષય કરે છે."

મુમુક્ષુ બોલ્યો—"ભગવન્, હવે એ વાત મારા સમજવામાં આવી છે, આ સોપાનને માટે જે વિશેષ જાણવાનું હોય તે કરૂણા કરી સમજાવો.

આનંદમુનિ બોલ્યા–"વત્સ આ સોપાન ઉપર સૂક્ષ્મ દૃષ્ટિ કર. તેની બાહેર સુકાઈ ગયેલા તેર પુષ્પો પડેલા છે. તેની આસપાસ બાર પંચાશી અને તેર કિરણો ચલકતા દેખાય છે, પણ ઉપર જાતાં તેઓ તદન અદૃશ્ય થયેલા માલમ પડે છે. જો આ સોપાનના શિખર ઉપર એક જ્યોતિનો મહાન ગોળો દેખાય છે. આ દેખાવની સૂચના એટલી બધી મનોહર અને સુબોધક છે કે, જે જાણવાથી તારો આત્મા આનંદસાગરમાં મગ્ન થઇ જશે."

મુમુક્ષુએ કહ્યું, "મહાત્મન્, તે સૂચનાઓ મને સત્વર સમજાવો તે જાણવાને હૃદય ઉત્કંઠિત બને છે."

આનંદસૂરિ બોલ્યા–"ભદ્ર, આ સોપાનપર આરૂઢ થયેલા અયોગી પરમાત્મા પોતાના અંતસમયે એકવેદની, આદેયનામ, પર્યાપ્તિનામ, ત્રસનામ, બાદરનામ, મનુષ્યાયુ, યશનામ, મનુષ્યગતિ, મનુષ્યાનુપૂર્વી, સૌભાગ્ય, ઉચ્ચગોત્ર, પંચેંદ્રિયત્વ, અને તીર્થંકર નામ આ તેર પ્રકૃત્તિનો ક્ષય કરી તેજ સમયે સિદ્ધ પર્યાયને પ્રાપ્ત થાય છે. તે સિદ્ધ પરમેષ્ટી સનાતન ભગવાન શાશ્વત લોકાંત પર્યંત જાય છે. જે આ સુકાઇ ગયેલા તેર પુષ્પો પડેલા છે, તેમાંથી એ તેર પ્રકૃત્તિની સૂચના થાય છે.

વત્સ, જે આ બાર ચળકતા કિરણો દેખાય છે તે આ સોપાન પર આવેલા અયોગી મહાત્મા બાર પ્રકૃતિ વેદે છે, તેની સૂચના છે આ સોપાન ઉપર આવેલ જીવ પોતે અબધક છે, તે એક વેદની, આદેય, યશ, સુભગ, ત્રણ ત્રસ, પચેંદ્રિયત્ત્વ, મનુષ્ય ગતિ, મનુષ્યાયુ ઉચ્ચગોત્ર, અને તીર્થંકર નામ આ બાર પ્રકૃતિ વેદે છે જે આ તેર અને પચાશી કિરણોનો દેખાવ છે તે એવુ સૂચવે છે કે, અહીં અતના બે સમય પહેલા પચાશીની સત્તા રહે છે અને ઉપાત્ય સમયમા તેર પ્રકૃતિની સત્તા રહે છે અને છેવટે અત સમયે તે સતા રહિત થાય છે જેમા અયોગી સિદ્ધ ભગવાન ચિદાનદમય બની અખડાનદના ભોક્તા થાય છે

ભદ્ર મુમુક્ષુ, આ પવિત્ર સોપાનને ભકિતથી નમન કર અને આ સ્થાનની ઉચ્ચ ભાવના ભાવી તારા અતરાત્માને અખડાનદનો અધિકારી બનાવ" મહાનુભાવ આનદસૂરિના આ વચન સાભળી મુમુક્ષુ અત્યત પ્રસન્ન થઈ ગયો તેણે તે સોપાનને અજલિ જોડી પ્રણામ કર્યો અને પછી ઉભા થઇ મહાત્મા આનદસૂરિને ત્રિકરણ શુદ્ધિથી વદના કરી અને ક્ષણવાર સુધી તે આનદમુર્તિ મહાત્માનુ એકાગ્રતાથી ધ્યાન કર્યુ

ક્ષણવારે મુમુક્ષુએ હૃદયમા વિચાર કરી પ્રશ્ન કર્યો—"ભગવન્, આપ મહાનુભાવે આ મોક્ષપદ સોપાનનુ પૂર્ણ દર્શન કરાવ્યુ છે હુ સર્વ રીતે કૃતાર્થ થયો છુ, તથાપિ આ છેવટના સોપાન ઉપર થતી શિવરૂપ સિદ્ધગતિને યથાર્થ જાણવાને માટે અતરમા ઇચ્છા પ્રગટ થાય છે"

આનદર્ષિ આનદ સહિત બોલ્યા—"વત્સ, જે ઇચ્છા હોય તે પુછ અને તારી જિજ્ઞાસા તૃપ્ત કર"

જિજ્ઞાસુ મુમુક્ષુએ અજલિ જોડી પુછયુ, "ભગવન, અહીં કર્મ રહિત થયેલો આત્મા તે સમયે લોકાતમા કેવી રીતે જતો હશે, અયોગી આત્માની ઉર્ધ્વગતિ શી રીતે થતી હશે ?" આનદસૂરિએ

કહ્યું,ભદ્ર, લોકાંતમાં આત્માની ઉર્ધ્વગતિને માટે ચાર પ્રકારના હેતુઓ દર્શાવેલા છે, પ્રથમ ઉપાંત્ય બે સમયમાં અચિંત્ય આત્મવીર્યથી પંચાશીકર્મ પ્રકૃતિ ક્ષય કરવા માટે જે વ્યાપારનો આરંભ કર્યો હતો, તેનાથી આત્માની ઊર્ધ્વગતિ થાય છે એ પ્રથમ હેતુ છે. આત્મા કર્મના સંગથી રહિત થવાથી તેની ઊર્ધ્વગતિ થાય છે, એ બીજો હેતુ છે. આત્મા અતિ ગાઢ બંધનોથી રહિત થવાથી ઊર્ધ્વગતિ કરી શકે છે, એ ત્રીજો હેતુ છે. અને કર્મ રહિત થયેલા જીવનો ઊર્ધ્વ ગમન કરવાનો સ્વભાવ છે, એ ચોથો હેતુ છે. ચાર હેતુ ઉપર ચાર દષ્ટાંતો આપેલા છે. પ્રથમ હેતુમાં કુંભારના ચક્રનું દષ્ટાંત છે. જેમ કુંભારનું ચક્ર પૂર્વ પ્રયોગથી ફર્યા કરે છે, તેમ આત્માની પૂર્વ પ્રયોગથી ઊર્ધ્વગતિ થાય છે. બીજા હેતુમાં તુંબિકાનું દષ્ટાંત છે.જેમ તુંબડાની માટીના લેપથી રહિત થતા જલથી ઊર્ધ્વગતિ થાય છે,તેમ આત્મા અષ્ટકર્મરૂપ લેપથી રહિત થતાં ધર્માસ્તિકાયરૂપ જલથી તેનીઊર્ધ્વગતિ થાય છે. ત્રીજા હેતુમાં એરંડફળનું દષ્ટાંત છે. જેમ એરંડફળ બીજાદિ બંધનોથી છુટું થતાં ઉર્ધ્વગમન કરે છે, તેમ આત્માને કર્મરૂપ બીજાદિનો બંધ વિચ્છેદ થતાં તે ઉર્ધ્વગમન કરે છે, ચોથા હેતુમાં અગ્નિનું દષ્ટાંત છેજેમ અગ્નિનો ઉર્ધ્વજવલન સ્વભાવ છે, તેમ આત્માનો પણ ઉર્ધ્વગમન સ્વભાવ છે. ભદ્ર, વળી અહિં કોઇ શંકા કરે કે, આત્માની અધોગતિ કે તિર્છી ગતિ કેમ થતી નથી ? ઉત્તરમાં એટલુંજ કહેવાનું કે, સિદ્ધ આ-ત્મા કર્મના ગૌરવ—ભારના અભાવથી અધોગમન કરતા નથી, તેમ પ્રેરણા કરનાર પ્રેરક કર્મના અભાવથી તિર્ચ્છીગતિ પણ કરતો નથી. તે સાથે તેમજ ધર્માસ્તિકાયના અભાવથી તે લોકની ઉપર પણ ગમન કરી શકતો નથી કારણકે, ધર્માસ્તિકાય લોકમાંજ હોવાથી તે મત્સ્યને જલની જેમ જીવ તથા પુદગલની ગતિનો હેતુરૂપ છે. ધર્માસ્તિ અલોકમાં ન હોવાથી સિદ્ધ અલોકમાં જઇ શકતા નથી.”

મુમુક્ષુએ સવિનય જણાવ્યું–“ભગવન્ આપની આ વાણી સાંભળી અંતર આનંદમય બની ગયું છે હવે માત્ર એક પ્રાર્થના છે

કે, લોકાંતમાં રહેનારા સિદ્ધનું સ્વરુપ કહી સંભળાવો કે જે સાંભળી હું મારા કર્ણને અને જીવનને સફળ કરી આત્માનંદનો અનુભવી બનું ”

આનંદ મૂર્ત્તિ આનંદસૂરિ આત્માનંદ દર્શાવતા બોલ્યા“—ભદ્ર, જે આ ચૌદમા સોપાન ઉપર જ્યોતિનો તેજસ્વી ગોળો દેખાય છે, તે **સિદ્ધશિલા**ની સૂચના છે આ ચૌદ રાજલોકના મસ્તક ઉપર **ઇષત્ પ્રાગભારા** નામની સિદ્ધશિલા રહેલી છે સિદ્ધના જીવો તેનાથી પાસે હોવાથી તે સિદ્ધશિલા કહેવાય છે જો કે તે શિલા ઉપર સિદ્ધ પરમાત્મા બેસતા નથી, સિદ્ધ પરમાત્મા તો તેનાથી ઉંચે લોકાંતમા બીરાજમાન છે સર્વાર્થસિદ્ધ વિમાનથી બાર યોજન ઉપર એ સુંદર સિદ્ધશિલા આવેલી છે સુરભિ, કપૂરથી અધિક સુગંધવાળી, કોમલ, સૂક્ષ્મ અવયવવાળી, પવિત્ર અને ઘણી તેજસ્વી છે મનુષ્ય ક્ષેત્ર સમાન તે લાંબી પોહોળી અને ઉત્તાન શ્વેત છત્રના જેવી આકૃતિવાળી છે અત્યંત શુભરૂપ છે તે પૃથ્વી મધ્યભાગે આઠ યોજન જાડી છે, અને પ્રાંતમા ઘટતી ઘટતી માખીની પાખ જેવી પાતળી છે તે ઉપર એક યોજનપર આવેલ લોકાંત કે જે એક યોજનનો જે ચોથો કોશ છે, તે કોશના છઠા ભાગમા સિદ્ધ આત્માઓની અવગાહના છે એટલે બે હજાર ધનુષ પ્રમાણ કોશના છઠા ભાગમા ( ત્રણસે તેત્રીસ ધનુષ અને બત્રીસ આંગળમા ) સિધ્ધોના આત્મપ્રદેશોની અવગાહના છે જેમ કુલડીમા મીણ ભરીને ગાળતા તે ગળી જવાથી જેવો આકાશનો આકાર થાય તેવો સિદ્ધોનો આકાર છે

ભદ્ર મુમુક્ષુ, તે સ્થળે રહેલા સિદ્ધ આત્માઓ મોટું જ્ઞાન ધરાવે છે આ ત્રણ લોકની અંદર આવેલ ચૌદ રાજલોકમા ગુણપર્યાય સંયુક્ત જે જે જીવાજીવાદિ સર્વ વસ્તુઓ છે, તે સર્વ વસ્તુઓને તેઓ સામાન્ય રૂપે દેખે છે અને વિશેષ રૂપે જાણે છે કારણકે વસ્તુ માત્ર સામાન્ય વિશેષાત્મક છે ૧ જ્ઞાનાવરણ, ૨ દર્શનાવરણ, ૩ વેદનીય, ૪ દર્શનચારિત્ર મોહનીય, ૫ આયુ , ૬ નામ, ૭ ગોત્ર અને ૮ અંતરાય—એ આઠ કર્મોનો ક્ષય થવાથી તે સિદ્ધ આત્માઓમા ૧ કેવળજ્ઞાન, ૨ કેવળદર્શન, ૩ અવ્યાબાધ અનંતસુખ, ૪ શુદ્ધ

સમ્યક્ત્વ ક્ષાયક રૂપ ચારિત્ર, ૫ અક્ષયગતિ, ૬ અમૂર્ત્તતા, ૭ અનંત અવગાહના અને ૮ અનંતવીર્ય—આ આઠ ગુણો પ્રગટ થયેલા છે; અને ચક્રવર્ત્તી અને ઇંદ્રની પદવીના સુખથી તે સિદ્ધો અનંતગણુ સુખ ભોગવે છે. જે સુખ, ક્લેશ[1] રહિત અને અવ્યય[2] છે.

વત્સ મુમુક્ષુ ? તે સિદ્ધ ભગવંતે પ્રાપ્ત કરેલા પરમપદના આનંદનું સુખ અનિર્વચનીય છે, તે પરમાનંદનું વર્ણન કરવાને મારામાં શકિત નથી, તથાપિ શાસ્ત્રદ્વારા જે કાંઇ જાણેલું છે, તે સંક્ષેપમાં કહું છું. તે મહાન્ પરમ પદ આરાધકોને આરાધ્ય, સાધકોને સાધ્ય[3] અને ધ્યાયકોએ ધ્યેય[4] છે. તે પદ અભવ્ય જીવોને સદા દુર્લભ છે, એટલુંજ નહિ પણ કેટલાક ભવ્ય જીવોને પણ દુર્લભ છે અને દુર્ભવ્યોને કષ્ટ સાધ્ય છે. ટુંકામાં કહેવાનું કે,તે ચિદ્રૂપ,ચિદાનંદમય અને પરમાનંદ રૂપ છે. ”

ભદ્ર મુમુક્ષુ, એ પરમપદની ભાવના કરી તારા આત્માને તે તરફ પ્રવર્ત્તાવજે. અને તે માટે આ મોક્ષપદ સોપાનનો ચિતાર હૃદયમાં રાખી તેનું મનન કર્યા કરજે. આ મોક્ષપદ સોપાનના ચૌદ પગથીઆની નિર્મળ નીસરણીપર આરૂઢ થવાની ઉત્કંઠા ધારણ-કરી અનુક્રમે ઉચ્ચ સોપાનપર આરૂઢ થવાની અભિલાષામાં તારા હૃદયને પ્રતિબદ્ધ કરજે. જેથી તારૂં જીવન સફળ થશે અને પૂર્વ પુણ્યના યોગથી પ્રાપ્ત થયેલી પવિત્ર આર્હત ધર્મની શીતળ છાયા તને આ સોપાન પર વિશ્રાંતિ આપશે. ”

મહાનુભાવ આનંદસૂરિની આ વાણી સાંભળી તે મુમુક્ષુ આનંદ મગ્ન થઇ ગયો. તેના શરીરપર રોમાંચ પ્રગટ થઇ આવ્યા અને ઉત્તમ ભાવનાઓથી તેની મનોવૃત્તિ આત્મારામ બની ગઇ. તેણે આત્માને વિષે પરમ આરામ અને આનંદ પ્રાપ્ત કર્યો.

---

૧ રાગ, દ્વેષ, અભિનિવેશ ઇત્યાદિ ક્લેશ વગરનું સુખ. ૨ સ્વસ્વભાવથી વ્યય ન થાય તે અવ્યય.

૩ સાધકોએ જ્ઞાન દર્શન ચારિત્રાદિથી સાધેલ તેવુ સાધ્ય. ૪ નિરંતર અનેક પ્રકારના ધ્યાનના ઉપાયથી ધ્યાવા યોગ્ય તેવું ધ્યેય.

મુમુક્ષુએ મધુર વાણીથી જણાવ્યુ, "હે મહોપકારી ભગવન્, આ સમયે આપના ઉપકારનું નિરવધિ વર્ણન કરવાને મારી વાણી અસમર્થ છે હુ આનંદ ઉદધિમા મગ્ન થઇ ગયો છુ આ મોક્ષપદ સોપાનની છબી મારા હૃદયમા મુદ્રિત થઇ ગઇ છે મારા મન, વચન અને કાયાના યોગ એજ સદ્વિચારમા સ્ફુરી રહ્યા છે આપે આપેલા આ અવલબનથી હુ આ સસાર સાગરમાથી બચ્યો છુ "

આ પ્રમાણે કહી મુમુક્ષુએ મહાત્મા આનદસૂરિના ચરણમા દડવત્ પ્રણામ કર્યો, અને વિધિ સહિત વદના કરી તે મહાત્માની સ્તુતિ કરી—"ભગવન્, આપ ખરેખર **આનદસૂરિ** છો આત્માને આરામ આપનારા **આત્મારામ** છો, અને આ સસારમા યુદ્ધ કરવા સજ્જ થયેલા મોહાદિ શત્રુઓનો વિજય કરાવી આનદ આપનારા **વિજયાનદ** છો અને મારા સાચા મિત્ર વીરભકત છો "

આ સ્તુતિના શબ્દો મુમુક્ષુના મુખમાથી નીકલતા હતા, તેવામા ચૌદ પગથીઆવાલી મોક્ષપદ સોપાનની નીસરણી અદૃશ્ય થઈ ગઇ અને તે સાથે મુમુક્ષુની સાસારિક ભાવની વૃત્તિ પણ અદૃશ્ય થઇ ગઇ





# ઉપસંહાર.



પ્રથમ મનોહર અને રમણીય પ્રદેશમાં આવેલા દિવ્ય આત્મા મહાનુભાવ આનંદસૂરિના મોક્ષપદ સોપાનના પ્રત્યક્ષ ઉપદેશથી મુમુક્ષુ પ્રતિબુદ્ધ થયો હતો. સંસારના પરિતાપમાંથી મુકત થવા માટે આત્માના ઉચ્ચ ગુણોનું સ્વરૂપ જાણવાની તેની પ્રબળ ઈચ્છા પાર પડી હતી. જે મહાત્માએ તેને આ પવિત્ર પ્રદેશનો માર્ગ બતાવ્યો હતો, તેમનો અને મહાનુભાવ આનંદસૂરિનો હૃદયથી આભાર માની તે મુમુક્ષુએ આનંદ મૂર્ત્તિ આનંદસૂરિની સમીપ ચારિત્ર ધર્મ અંગીકાર કર્યો હતો. અને તે પછી તેણે જે ચતુર્દશ સોપાનની શ્રેણી પ્રત્યક્ષ જોયેલ તેના સ્વરૂપનું મનન કરી તે પર ક્રમારોહણ કરી પોતાના સાધુ જીવનની સાર્થકતા કરી હતી, અને અયોગી કેવલીના સોપાનપર આરૂઢ થવાની યોગ્યતા મેળવવાને તે પૂર્ણ ઉમેદવાર બન્યો હતો. શ્રી અરિહંત પરમાત્મા તેની એ ઉમેદ પાર પાડો.

પવિત્ર મહાશય ધર્મ બંધુઓ, આ મોક્ષપદ સોપાનના સ્વરૂપનું હૃદયથી મનન કરજો. ભગવાન્ તીર્થંકરોએ આ જગત્‌ના જીવોના ઉદ્ધારને માટે મોક્ષરૂપ મહેલમાં ચડવાને આ સોપાનની સીધી સીડી દર્શાવી છે, જો એ સોપાનના સીધા માર્ગને ભુલી જશો તો તમારે અનેક ભ્રમણોમાં ભમવું પડશે.

આ પ્રસંગે કહેવું જોઈએ કે, આ સુંદર સોપાનનો માર્ગ ચારિત્રના સુકાનને લઇ જગત્ સાગરમાં વિચરનારા મુનિઓને માટે સુગમ છે. વિરત, નિગ્રંથ, નિર્મમ અને નિર્દોષ વૃત્તિને ધારણ કરનારા અનગાર આત્માઓ આ સોપાનપર આરોહણ કરવાને જેટલા

અધિકારી છે, તેટલા અવિરતિ આચારને ધરનારા ગૃહસ્થ શ્રાવકો નથી તે છતા જે મુનિવરો આ સોપાનના સ્વરૂપને ઓળખતા છતા તે પ્રમાણે વર્તવાને પ્રમત્ત થાય છે તેઓ ચારિત્રરૂપ રત્નને એક કોડીને મૂલ્યે વેચી ભવિષ્યની વિપત્તિઓને વ્હોરી લે છે તે પવિત્ર મુનિઓએ પોતાના જીવન જેને માટે સમર્પણ કરેલ છે, તેને પ્રમાદ થી ભૂલી જઈ પોતાના સાધુ જીવન કઈ દિશાએ દોરાય છે અને અમૂલ્ય સમયનો ઉપયોગ કેવા કાર્યમા થાય છે, તે મુખ્યત્વે વિચાર કરવાનો છે જે ભ્રમણાથી પોતે પોતાનો લક્ષ્ય સ્થલનો ખરો, અને સીધો માર્ગ ભૂલી ગયા છે, તે માર્ગને તેમણે શોધી કાઢવો જોઈએ પોતાના પૂર્વજો જે માર્ગે ચાલી સ્વ અને પરના જીવનને આત્મિક ઉન્નતિમા મુકી ગયેલા છે તે ખરા માર્ગમા એક બીજાની ગતિમા અવરોધ કર્યા વગર સતત્ ગતિમાન થવાને માટે સતત્ પ્રયત્ન કરવો જોઈએ અને મિથ્યા દભ અને આત્મગૌરવની ખાતર બીજાની ગતિમા અવરોધ કરવામા કાલ વ્યતીત ન કરતા તેમણે પોતાના પૂર્વજોના શુદ્ધ માર્ગને અનુસરી ચાલવુ જોઈએ

ચાલતા કાલના પ્રભાવને લઈને ગૃહસ્થ અને યતિ બન્ને વર્ગમા અવ્યવસ્થાએ સ્થાન કરેલુ છે, આચાર, અનાચાર અને અત્યાચારની મિશ્ર પ્રવૃત્તિ પણ કેટલેક સ્થળે જોવામા આવે છે, તે સર્વનો ઉચ્છેદ થાઓ અને આ મોક્ષપદ સોપાનની સુદર સીડીપર ક્રમારોહણ કરવાની ઇચ્છા રાખનારા ધર્મગુરૂઓ અને ધર્મબધુઓના મનોરથો સિદ્ધ થાઓ અને આવા વિષમ કાલમા પણ ચારિત્ર ધર્મની ધ્વજાને ફરકાવી નિર્દોષ ધર્મ ધરનારા, આત્માને આરામ આપનારા અને વિઘ્નોના વિજય કરી આનદને પ્રસારનારા મહોપકારી મુનિવરોનો સદા વિજય થાઓ એજ અમારી પ્રભુ પાસે અતરની અભ્યર્થના છે

" તથાસ્તુ "

સમાપ્ત.



स्वर्गवासी सौ. बाइ मेघबाइ मुलजी कच्छ कोठारा वालाना
स्मरणार्थ भेट.

श्री

# શ્રાવક કલ્પતરૂ.

જેમાં

(સમકિતમૂળ બાર વ્રતનું શુદ્ધ સ્વરૂપ, તે લેવાની વિધિ
[illegible], જ્ઞાનાદિ પાંચ આચારનું વર્ણન શ્રાવકની અગીયાર
પડિમાની હકીકત, ગુણાનુરાગ કુલક અને શ્રાવકના
એકવીશ ગુણના વર્ણનનો સમાવેશ કરેલ છે)

योजक
मुनिराज श्रीकर्पूरविजयजी महाराज

શ્રી ભાવનગર જૈન આત્માનંદ સભા મારફત
छपावी प्रसिद्ध कर्त्ता,
शेठ जेठाभाइ पुंजाभाइ
कच्छ कोठारा वाला

વીર સંવત ૨૪૩૮ આત્મ સંવત ૧૬ વિક્રમ સંવત ૧૯૬૮

શ્રી આનંદ પ્રીંટીંગ પ્રેસ—ભાવનગર

ॐ

आत्मानन्द प्रभावेण आत्मानन्द विधायिनः

आत्मानन्द प्रकाशं नो वितरन्तु जिनेश्वराः ॥ १ ॥

આત્માનંદના પ્રભાવથી આત્માને આનંદ આપનારા શ્રી જીનેશ્વર ભગવંતો અમોને આત્માનંદનો પ્રકાશ આપો. ૧



यस्यास्याद्वचनोर्मिरंगललिता संनिर्गता शांतिदा।

स्याद्वादामलतरतत्त्वविटपिप्रोल्लाससंदायिनी।

भव्यात्मानघपांथतर्पणकरी ग्रंथावलजान्हवी।

नित्यं भारतमापुनाति विजयानंदाख्यसूरिं नुमः ॥ २ ॥

જેમના મુખમાંથી પ્રગટ થયેલી ગ્રંથશ્રેણીરૂપ ગંગા કે જે વચનરૂપ તરંગોના રંગથી સુંદર છે, જે સ્યાદ્વાદરૂપ નિર્મલતીર ઉપર રહેલા તત્ત્વરૂપી વૃક્ષોને ઉલ્લાસ આપનારી છે અને ભવી આત્મારૂપી નિર્દોષ મુસાફરોને તૃપ્તિ અને શાંતિ આપનારી છે, તે ગ્રંથશ્રેણીરૂપ ગંગા અદ્યાપિ આ ભારતવર્ષને પવિત્ર કરે છે, તે **શ્રી વિજયાનંદસૂરિજીને** અમે સ્તવીએ છીએ. ૨



॥ जयश्रीसिद्धिदः साध्यो, गुरूक्तशुद्ध मंत्रवत्।

सान्वर्थःसात्विकैर्धर्मो, विवेकिश्रावकोत्तमैः ॥

સાત્વિક અને વિવેકી ઉત્તમ શ્રાવકોએ જયશ્રીની સિદ્ધિને આપનારો અને સાન્વર્થ (નામ પ્રમાણે ગુણ યુક્ત) એવો ધર્મ ગુરૂકથિત શુદ્ધ મંત્રની પેઠે સાધવા યોગ્ય છે.



# પ્રસ્તાવના

उच्चैर्गुणैर्यस्य निबद्धमूल, सत्कीर्तिशाखा विनयादिपत्रः।
दानफलं मार्गण पक्षिभोजि, जीवाच्चिरश्रावककल्पवृक्षः।

કાવ્યાર્થ—ઉત્તમ ગુણો રૂપી મજબુત રેસાઓ વડે જેનુ મૂળ ઘણુંજ સુદૃઢ છે, જેને સત્પુરૂષોની પ્રશંસા રૂપ શાખા છે, જેને વિનય વિગેરે પત્રો છે, જેને દાનરૂપ ફળ છે કે જે યાચકો રૂપ પક્ષિઓ વડે (નિરંતર) ખવાય છે, તે શ્રાવક કલ્પવૃક્ષ ચિરકાળ જયવંતુ વર્તો

(श्रीमद् वाणविजयजी महाराजकृत द्वादशपूजा)

---

ભગવાન્ જ્ઞાત પુત્રે મોક્ષના સાધન માટે બે પ્રકારના ધર્મો કહેલા છે તેમા એક મુનિ ધર્મ, અને બીજો ગૃહસ્થ ધર્મ તેમા પ્રથમ પાયારૂપ ગૃહસ્થ ધર્મ હોવાથી તેમજ તે મુનિ ધર્મથી સરલ, અને સુસાધ્ય હોવાથી તેમજ દેવપણુ, મનુષ્યપણુ અને યતિધર્મની પ્રાપ્તિ વિગેરેના ક્રમે કરી મોક્ષના સુખને આપનારો હોઇને શાસ્ત્રકારે તેને કલ્પવૃક્ષની ઉપમા આપેલી છે

આવો કલ્પવૃક્ષની ઉપમાને યોગ્ય ધર્મ વિવેક વિના થઇ શકતો નથી, સત્સદ્વિવેક થયા વિના આત્મજ્ઞાનનો સંભવ નથી, આત્મજ્ઞાન શિવાય સમ્યકત્વ નથી, જ્યારે ચતુર્થ ગુણસ્થાન પ્રાપ્ત ન થયુ હોય તો પછી શ્રાવકના પંચમ ગુણસ્થાનની તો વાતજ શી કરવી? જેથી ભવ્ય પ્રાણીઓએ સદ્વિવેક મેળવવા સત્શાસ્ત્રો અને સદ્ગુરુનુ સેવન કરવુ અને જડ ચૈતન્યનુ સ્વરૂપ સમજી પોતાનુ કર્તવ્ય શુ છે તે વિચારવુ આમ વિચાર કરતા ગુરુ મહારાજે બતાવેલા ધર્મનુ આરાધન કર

વાનું પોતાની મેળે સમજાશે અને તેથી જયશ્રીની સિદ્ધિને આપનારો ધર્મ શુદ્ધ મંત્રની જેમ આરાધવા યોગ્ય છે તેમ નિશ્ચય થશે.

એવા ઉત્તમોત્તમ શ્રાવક ધર્મના તત્ત્વ સ્વરૂપને જણાવનારો, તેમજ આત્માના શુદ્ધ યથાર્થ ગુણને પ્રતિપાદન કરાવનારો, ભવ્ય જીવોને મોક્ષ મહેલમાં જવાનો માર્ગ બતાવનારો આ ગ્રંથ ખરેખર એક ભોમિયા તરિકે છે.

આ લઘુ લેખમાં નિરૂપણ કરેલા વિષયો જો યથાર્થ રીતે મનન કરી, તે પ્રમાણે વર્તવામાં આવે તો જે જ્ઞાન વિકાશ પૂર્વ કર્માનુસારે સ્વાભાવિક રીતે થવાનો હોય તેને ઉત્તેજક થયા વિના રહેશે નહિં, એટલુંજ નહિં પરંતુ અનાદિ કાળથી આ આત્મામાં જે અનંત ગુણો છે,કે જે તિરોભાવને પામેલા છે તે આવિર્ભાવ પામતા મોક્ષસુખ મેળવવાને સહાયભૂત થશે.

આર્હંત તત્ત્વજ્ઞાન કે તેનો કોઇ પણ વિષય-વિભાગ એટલો બધો ગહન છે કે તે એકદમ ગ્રાહ્ય થઇ શકે તેમ નથી, તેથી તેને ઘટિત, ટુંકા, સરલ, બોધક વિષયમાં પૂર્વાચાર્યોની પદ્ધતિને અનુસારે સુગમરીતે પરમ ઉપગારી શાંત મુનિ મહારાજ **શ્રી કર્પૂરવિજયજી** મહારાજે ભવ્ય જીવોના ઉપકાર માટે લખી તૈયાર કર્યો છે. ઉક્ત મહાત્માના લેખો-વિષયો, ગ્રંથો ઘણાજ સરલ, સુંદર, બોધદાયક અને સર્વને સ્વીકાર થઇ પડેલ છે જે નિર્વિવાદ છે. જે મહાત્માએ પોતાની જીંદગીનો મોટો ભાગ આવા બોધદાયક ગ્રંથો-વિષયો--લેખો લખવામાં અર્પણ કરેલો છે જેને લઇને જૈન કોમ તેમની આભારી છે.

આ ગ્રંથમાં પ્રથમ સમકિત સહિત બાર વ્રતનુ શુદ્ધ-સરલ સ્વરૂપ, બીજામાં તે લેવાનો વિધિ- ગાઇડ, ત્રીજામાં જ્ઞાનાદિ પાંચ આચારોનું સ્વરૂપ, ચોથામાં શ્રાવકની અગીયાર પડિમાની હકીકત, પાંચમામાં ગુણાનુરાગ કુલક અને છેલ્લે શ્રાવકના એકવીશ ગુણનું વર્ણન બહુજ ઉત્તમ રીતે લખવામાં આવેલું છે.

આ આખો ગ્રંથ ઉક્ત મુનિરાજના હાથથી લખાયેલો, તેમજ તે ખાસ શ્રાવકોપયોગી હોઇ દરેક જૈન બંધુઓને પઠન પાઠન કરવાને અને તે પ્રમાણે જાણી સમજી શ્રાવકપણું-દેશવિરતિપણું પ્રાપ્ત કરવા માટે એક ઉત્તમ સાધન છે.

આ ગ્રંથની ૧૦૦૦ કોપી અમોએ મહોપકારી સ્વર્ગવાસી આચાર્ય મહારાજ શ્રી વિજયાનંદ સૂરિ (આત્મારામજી મહારાજ) ના સ્મણાર્થે સ્થપાયેલી **શ્રી જૈન આત્માનંદ સભા** ભાવનગર મારફત માત્ર ભેટ આપવા માટે છપાવેલી છે. આ સંસ્થા તે મહાન ગુરૂરાજના સ્મરણાર્થે અનેક ધાર્મિક ઉત્તમ કાર્યો ઘણા વર્ષોથી કરેછે જેની ઉત્તમ કાર્યવાહકતા માટે વધારે લખવું તે સોના ઉપર ઢોળ ચડાવવા જેવું છે.

# જાહેર ખબર.

---

| | | |
|---|---|---|
| જૈન તત્વાદર્શ ગ્રંથ ... ... | શાસ્ત્રી લીપી. ( ગુજરાતી ) ... | ૪-૦-૦ |
| જૈનતત્વાદર્શ ગ્રંથ ... ... | હિંદી. ... ... ... | ૫-૦-૦ |
| નવ તત્વનો સુંદર બોધ. ... | ... " ... ... ... ... | ૦-૧૦-૦ |
| દેવસિરાઇ પ્રતિક્રમણ સૂત્ર... | .. ... ... ... ... | ૦-૩-૦ |
| જીવવિચારવૃત્તિ ટીકા સાથે.... | ... ... ... ... ... | ૦-૬-૦ |
| અજ્ઞાન તિમિર ભાસ્કર ગ્રંથ | ... ... ... ... ... | ૨-૮-૦ |
| દંડકવૃત્તિ ટીકા સાથે.... ... | ... ... ... ... ... | ૦-૮-૦ |
| જૈન ધર્મ વિષયિક પ્રશ્નોત્તર ( બીજી આવૃત્તિ ) | | ૦-૮-૦ |
| પૂજા સંગ્રહ. [ આત્મારામજી મહારાજ તથા મુનિ વલ્લભ વિજયજી કૃત ] | | ૦-૮-૦ |
| હંસ વિનોદ. [ બીજી આવૃત્તિ—મુનિરાજ શ્રી હંસવિજયજી કૃત ) | | ૦-૧૨-૦ |
| કુમાર વિહાર શતક [ સંસ્કૃત કાવ્યો ભાષાંતર સાથે ] | ... ... | ૧-૪-૦ |
| જૈનતત્વસાર. [ મૂળ અને ભાષાંતર સાથે જૈન ફિલોસોફી સમજાવનાર ગ્રંથ ] | | ૦-૬-૦ |
| " એકલું ભાષાંતર | ... ... ... ... | ૦-૨-૦ |
| આત્મ વલ્લભ સ્તવનાવળી. [ મુનિ આત્મારામજી તથા વલ્લભ વિ. ના સ્તવનો ] | | ૦-૬-૦ |
| મોક્ષપદસોપાન. [ ગુણસ્થાનકોનું સ્વરૂપ—વાર્તા રૂપે. ] | ... ... ... | ૦-૧૨-૦ |
| ધર્મ બિન્દુ [ મૂળ ટીકા અને ભાષાંતર સહિત. ] | ... ... રૂા. | ૨-૮-૦ |
| શ્રી તત્વ નિર્ણય પ્રાસાદ ગ્રંથ [ સૂરિશ્વર આત્મારામજી કૃત ] | રૂા. | ૪-૦-૦ |
| ગુણરત્નાવલી ગાયન પ્રવેશીકા [ સતર ભેદી પૂજા સારીગમ સાથે ] | | ૦-૪-૦ |
| ભીમજ્ઞાન ત્રિશિકા ... | ... ... ... ... ... ... ... | ૦-૬-૦ |
| જૈન ભાનુ ... | ... ... ... ... ... ... ... ... | ૦-૫-૦ |
| જૈનમત વૃક્ષ .. | ... ... ... ... ... ... ... ... | ૦-૮-૦ |
| ધ્યાન વિચાર... ... | ( મુનિ બુદ્ધિસાગરજી કૃત ) ... ... ... | ૦-૩-૦ |
| પ્રશ્નોતર પુષ્પમાળા (બીજી આવૃત્તિ) મુનિમહારાજ શ્રી હંસવિજયજી કૃત. | | ૦-૧૪-૦ |
| નયમાર્ગદર્શક ... | ... ... ... ... ... ... ... | ૦-૧૨-૦ |

**તથા તમામ મુનિરાજોના ફોટોગ્રાફ મળશે. પોષ્ટેજ જુદું.**

**શ્રી જૈન આત્માનંદ સભા,**

**ભાવનગર.**

---

# "શ્રી આત્માનંદ પ્રકાશ."



જૈન કોમમા અતી ફેલાવા સાથે પ્રખ્યાતી પામેલુ આ માસિક આ સભા તરફથી પ્રતિ માસે પ્રગટ કરવામા આવે છે તેમા આવના ધાર્મિક, વ્યવહારિક, અને નૈતિક સબંધી ઉત્તમ લેખો થી આપણી કોમમા નીકળતા માસિકોમા આ માસિક ઉત્તમ પક્તિ ધરાવે છે જેને માટે વિદ્વાન સાધુ મુનિરાજો, જૈન વિદ્વાન ગૃહસ્થો, અને ન્યુઝપેપરો એક અવાજે વખાણ કરે છે હાલમા તેનુ નવમુ વર્ષ ચાલે છે દરેક શ્રાવણ માસથી નવુ વર્ષ શરૂ થાય છે અને દરેક વર્ષ પૂર્ણ થતા પેહેલા એક નવીન દ્રવ્યાનુયોગના વિષયથી ભરપુર બુક લગભગ દશથી અગીયાર ફારમ જેટલી મોટી ગ્રાહકોને ભેટ આપવામા આવે છે વાર્ષિક મૂલ્ય રૂ ૧-૦-૦ બાહાર ગામવાળાને પોષ્ટેજના રૂા ૦-૪-૦ વધારે આપવા પડે છે તેના પ્રમાણમા લાભ બહુ વિશેષ છે ગુરૂભક્તિ નિમિત્તે દરેક જૈન બધુઓએ અવશ્ય ખરીદવા લાયક છે

શ્રી જૈન આત્માનદ સભા,
ભાવનગર.



# વિષયાનુક્રમણિકા.





## શુદ્ધિ પત્રક.

| પૃષ્ટ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨ | ૨૨ | લીધો | દીધો |
| ૧૫ | ૨૨ | કલમ | કલત્ર |
| ૨૦ | ૪ | વિષય | વિષમ |
| ૩૦ | ૪ | નિર્દોષયાવ્યાપાર | નિર્દોષવ્યાપાર |
| ૩૦ | ૨૨ | ઓલાદ | ઓલાદ |
| ૫૭ | ૧ | કાર્યોત્સર્ગ | કાયોત્સર્ગ |
| ૬૪ | ૧૨ | ક્ષણ ભંગ | ક્ષણભર |
| ૬૪ | ૧૭ | ૧૮ | .... |
| ६८ | १ | परीणामे | परीणमे |
| ६८ | ४ | घन्न | धन्न |



ॐ

श्री परमात्मने नमः

# શ્રાવક કલ્પતરૂ.

સમકિત મૂળ શ્રાવકના દ્વાદશ વ્રતોનુ વિસ્તારથી સ્વરૂપ.

અથવા

હેતુ સહિત સમકિત મૂળ શ્રાવકના બાર વ્રતો યથાશક્તિ સમજ સાથે અગીકાર કરી યથાવિધ પાળવા તેમજ અન્ય યોગ્ય જનોને તેમા ઉત્સાહિત કરવા માટે વ્રત ગાઈડ.

## [ભૂમિકા.]





જે અનાદિ કર્મ બધનવડે જીવને અનત સસારમા પરિભ્રમણ કરતા જન્મ, જરા અને મરણ સબધિ તેમજ આધિ વ્યાધિ અને ઉપાધિ સબધિ અનંતાનત દુખ સહન કરવા પૂર્વક બહુ કડવો અનુભવ કરવો પડે છે, તેનાથી ભવ્ય (યોગ્ય) જનોનુ રક્ષણ કરી તેમને ઉંચા પ્રકારના સુખનો અનુભવ કરાવી અનુક્રમે અક્ષય-અજરામર મોક્ષપદ પમાડનાર પરમ ઉપકારી શાસ્ત્રકારોએ સિંહનાદ કરીને કહ્યુ છે કે—

" बुद्धेः फलं तत्त्व विचारणं च, देहस्य सारं व्रत धारणं च,
वित्तस्य सारं किल पात्र दानं, वाचः फलं प्रीति करं नराणाम्."

**ભાવાર્થ**—દશ દ્રષ્ટાંતે દુર્લભ મનુષ્ય જન્માદિક વિશિષ્ટ સામગ્રી સાથે શુભ બુદ્ધિ પામ્યાનું ફળ એ છે કે " આપણે કોણ? આપણી મૂળ સ્થિતિ કઈ? આપણી વર્તમાન સ્થિતિ કેવી છે? કયા કારણથી આપણી સ્થિતિ કફોડી થઇ પડી છે? તે કેમ સુધારી શકાય? આપણું શું કર્તવ્ય છે? વિગેરે વિગેરે આત્માને ઉપકારી બાબતોનો શાંત ચિત્તથી વિચાર કરી લેવો.

ચિન્તામણિ રત્ન કરતાં પણ દુર્લભ આ માનવદેહ પામ્યાનો સાર એ છે કે " જ્યાં સુધી જરા અવસ્થા આવી પહોંચી નથી, વિધ વિધ વ્યાધિઓએ પોતાનું બળ જમાવ્યું નથી, અને ઇંદ્રિયો ક્ષીણ થઇ ગઇ નથી, ત્યાં સુધી **સ્વાધીનપણે દેહનું દમન કરી ઉત્તમ પ્રકારનાં વ્રત નિયમ પાળવા પુરતો પ્રયત્ન કરી લેવો.**

નિર્ધન લોકો જેની રાતદિન ઝંખના કર્યા કરે છે તે લક્ષ્મી પૂર્વ પુણ્યના યોગે પામી ઉદાર દિલથી ફળ–બદલાની ઇચ્છા રાખ્યા વગર કેવળ પરમાર્થ દાવે તેનો શુભ સ્થાને–જ્ઞાનદાન, અભયદાન, પ્રમુખમાં યા દીન–દુઃખી જનોનો ઉદ્ધાર કરવામાં અથવા તેવાજ કોઇ પણ પરમાર્થનાં કાર્યોમાં વિવેકથી વ્યય કરવો એજ પુણ્ય પનોતી લક્ષ્મી પામ્યાનું ખરૂં ફળ છે. વળી સવેળા તેનો શુભ ઉપયોગ કરી લેવામાં ન આવે, વિલંબ કે વાયદા કરવામાં આવે તો જીવને પાછળથી પસ્તાવું જ પડે છે. કેમકે તેની સ્થિતિનો કશો ભરૂંસો નથીજ. જોતાં જોતામાં લક્ષ્મી હતી ન હતી થઇ જાય છે. માટે સવેળા ચેતવું જોઇએ, અને વચન શક્તિ ( સામર્થ્ય ) પામ્યાનું ફળ એ છે કે જનસમુદાયને પ્રીતિકર–હિતકર થાય તેવું મિષ્ટ–મધુર સત્ય વચનજ બોલવું. અંતે " સત્યનોજ જય થાય છે " એ વાત સદાય સ્મરણમાં તાજીજ રાખવી. ગમે તેવા ભય વિગેરે કારણ પ્રાપ્ત થયા છતાં નિર્ભયપણે સત્યનીજ ટેક રાખવી, એજ ઉત્તમ જીહ્વા ( વચન શક્તિ ) પામ્યાનું ઉત્તમ ફળ સમજવું.

જે અષ્ટાંગ યોગ સાધનથી અનેક પ્રકારની સિદ્ધિઓ તેમજ લબ્ધિઓ યાવત્ મોક્ષ પર્યંત મહા ફળની પ્રાપ્તિ થઇ શકે છે તે અષ્ટાંગ યોગ સાધનમાં પ્રથમ પદે યમ અથવા વ્રત આવે છે અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અકિંચનતા એ પાંચ યમ અથવા જૈન શૈલીથી બોલતાં પાંચ વ્રત કહેવાય છે. સંસારથી વિરક્ત થયેલા યોગી પુરૂષો ઉક્ત પાંચ વ્રતોને યથાર્થ રીતે સંપૂર્ણ પાળી શકે છે, તેમજ નિયમાદિકનો પણ દૃઢ અભ્યાસ કરી શકે છે, પરંતુ જેઓ સંસાર સંબંધી આરંભ સમારંભથી હજુ છૂટી શકતા નથી તેવા ગૃહસ્થો ધારે તો પોતાના કલ્યાણને માટે ઉક્ત વ્રતાદિકને સર્વથા નહિ તો કેટલાક અંશે આદરી-પાળી શકે છે. એમ અંશથી આદરવામાં આવતા ઉક્ત વ્રતો પાંચ **અણુવ્રત** અથવા **સ્થુલવ્રત**ના નામથી ઓળખાય છે, તે ઉપરાંત ઉક્ત અણુવ્રતોને ગુણકારી હોવાથી બીજાં ત્રણ **ગુણવ્રત** અને ચાર **શિક્ષાવ્રત** પણ પાળવામાં આવે છે તે સર્વ મળીને શ્રાવકના બાર વ્રત કહેવાય છે.

સદ્ગુરૂ સમીપે સ્વકર્ત્તવ્ય સંબંધી સારી રીતે સમજ મેળવવા નમ્રભાવે શ્રવણ કરે, શ્રવણ કરેલ વિષયનો **વિવેકથી વિચાર** કરે, અને યથાશક્તિ તેને **ક્રિયામાં મૂકે**, તે પરમાર્થથી **શ્રાવક** કહેવાય છે. સ્વશક્તિઅનુસારે વ્રત-પ્રતિજ્ઞા આદરી, તેને પ્રાણની પેરે યત્નથી પાળનાર શ્રાવક પવિત્ર જિનઆજ્ઞાનો આરાધક થઇને અલ્પ કાળમાં ઉત્તમ સામગ્રી યોગે સ્વપુરૂષાર્થ ફોરવી અનુક્રમે શુદ્ધ ચારિત્રના બળે સકળ કર્મનો ક્ષય કરી પરમ પદ-મોક્ષનો ભાગી થઇ શકે છે, તો પછી સ્વર્ગાદિક સંબંધી પ્રાસંગિક સુખનું તો કહેવુંજ શું ? આટલી પ્રસ્તાવના ઉપરથી ગૃહસ્થને પણ સ્વઉચિત વ્રત નિયમાદિક નિપુણપણાથી સદ્ગુરૂ સમીપે નમ્રભાવે સમજી આદરવા, અને તેમને પ્રાણની પેરે પાળવા બહુજ જરૂરનું છે એમ સહેજે સમજી શકાશે.

ઉક્ત વ્રત નિયમોનો યથાર્થ લાભ લેવા ઇચ્છનાર ગૃહસ્થે પ્રથમ અનાદિ મિથ્યાવાસના ( મિથ્યાત્વ ) નો પરિહાર કરી શુભ વાસના

રૂપ સમ્યકત્વ અંગીકાર કરવાની અત્યંત જરૂર છે. સમ્યકત્વ મૂળ શ્રાવક યોગ્ય બાર વ્રતોનું સ્વરૂપ તથા તેનો વિધિ **પંચાશક, શ્રાવક-પ્રજ્ઞપ્તિ, ધર્મરત્ન,** અને **ધર્મબિંદુ** પ્રમુખ અનેક ઉત્તમ શાસ્ત્રોમાં સવિસ્તર સમજાવવામાં આવેલ છે, તેમજ ઉપાસક **દશાંગ** નામના સાતમા અંગમાં ઉત્તમ દશ શ્રાવકોનો વિસ્તારથી અધિકાર કહેલો છે. વિસ્તાર રૂચિ જનોએ વધારે વિસ્તારથી અધિકાર ત્યાંથી જોઇ લેવો. અત્ર તો અલ્પ રૂચિ–મંદ બુદ્ધિવાળા જીવોના અનુગ્રહ માટે તેમને ઉક્ત કલ્યાણકારી વ્રત નિયમ તરફ આકર્ષવા માટે જ ઉદ્યમ કરેલો છે. તેવા શુભ ઉદ્દેશથી કરવામાં આવેલો અમારો પ્રયાસ સફળ થાય એમ અંતઃકરણથી અભિલષી આટલેથી પ્રસ્તાવના આટોપી **હવે મુળ મુદ્દા ઉપર આવશું.**





# સમકિત અથવા સમ્યકત્વ.





જેમણે રાગ દ્વેષ અને મોહ પ્રમુખ સમસ્ત દોષોનુ ઉન્મૂલન કરી સકળ ( અંતરંગ ) કર્મમળને ટાળી મહા અતિશયધારી અરિહંત પદ પ્રાપ્ત કર્યું છે, તે દેવાધિદેવનેજ આ ભવ સમુદ્રનો પાર પામવા માટે **શુદ્ધદેવ** તરીકે માનવા સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રરૂપ અતિ ઉજ્વળ રત્નત્રયીનુ અહોનિશ સેવન કરતા જેઓ નિર્દોષ મોક્ષમાર્ગમાં પોતે પ્રવર્તે છે અને નિસ્પૃહપણે અન્ય યોગ્ય જનોને સહાય આપી તેમા પ્રવર્તાવે છે, તેવા **નિગ્રંથ-સાધુ મુનિરાજ** જ આ ભવ સમુદ્રને પોતે તરવાને તેમજ બીજાને તારવા સમર્થ હોવાથી માતા પિતાદિક કરતા અત્યંત ઉપકારી જાણી **સદ્ગુરૂ** તરીકે તેમનેજ અવલંબવા યોગ્ય છે તેવા શુદ્ધ સદ્ગુરૂનુ શરણ આદરી કંઈક ભવ્યાત્માઓ તરી ગયા છે તીર્થંકર, ગણધર પ્રમુખ પ્રમાણિક પુરૂષોએ પ્રરૂપેલ દાન, શીલ, તપ અને ભાવના લક્ષણ અથવા સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્ર લક્ષણ **ધર્મજ** ભવ્યજનોને દુર્ગતિથી બચાવી સદ્ગતિ આપવા સમર્થ છે એમ સમજી અનન્ય શ્રદ્ધારૂપ શુદ્ધ પ્રેમથી ઉક્ત ધર્મનુ આરાધન કરી લઈ સ્વમાનવભવ સફળ કરવો એજ પૂર્વ પુણ્ય યોગે પ્રાપ્ત થયેલ સકળ સામગ્રીનુ સાર્થકપણુ છે પૂર્વોક્ત શુદ્ધ દેવ, ગુરૂ અને ધર્મ ઉપર અનન્ય પ્રેમ ભક્તિથી અનાદિ મિથ્યાવાસના રૂપ **મિથ્યાત્વ** નાશ પામે છે, અને શુદ્ધ વાસના રૂપ **સમ્યકત્વ** પ્રગટે છે સમકિત રૂચિ જીવ સ્વકલ્યાણાર્થે નીચેની ગાથાનુ સદાય સ્મરણ કરે છે.

"अरिहंतो मह देवो, जावज्जीवं सुसाहुणो गुरुणो,
जिन पन्नत्तं तत्तं, इय सम्मत्तं मअे गहियं."

અથવા શુદ્ધ દેવ, ગુરૂ, અને ધર્મનો જેમાં સારી રીતે સમાવેશ થયેલો છે એવા **નવપદ રૂપ નવકાર મહામંત્રનો** તે સદાય જાપ કર્યા કરે છે. ઉક્ત મહામંત્રનો પ્રભાવ અચિન્ત્ય જાણી કોઈ કોઈ મહાનુભાવો તેના નવલક્ષ ( ૯ લાખ ) જાપ સ્થિરતાથી ગણે છે અથવા તો શ્વાસોશ્વાસમાં તેનુંજ રટન કરે છે. મહામંગળકારી નવકાર મંત્રાદિકનો પ્રમાદ રહિત જાપ કરવાથી શુભ અભ્યાસ યોગે તેમનું સમાધિ યુક્ત મરણ થવું સંભવે છે તેથી તેવો અભ્યાસ બહુ જરૂરનો છે.

ઉક્ત સમ્યક્ત્વની રક્ષા તેમજ પુષ્ટિ માટે ભવ્યજનોએ નીચેની **નિયમાવળી** લક્ષમાં રાખવી.

૧ શુદ્ધ વસ્ત્રાદિક ધારણ કરી શ્રી જિનેશ્વર ભગવાનને ભેટવા-નિયમસર જવું, અને વળી બની શકે ત્યાં સુધી જયણા (જીવરક્ષા) પૂર્વક શુદ્ધ જળથી સ્નાન કરી ઉત્તમ દ્રવ્યો (પૂજોપગરણ) મેળવી શ્રી જિનેશ્વર દેવની ત્રિકાળ પૂજા-અર્ચા પણ કરવી. જ્યાં નજદીક દેરાસર પ્રમુખનો યોગ ન હોય ત્યાં ઇશાન કોણ તરફ **શ્રી સીમંધર** પ્રભુ સન્મુખ રહી સ્થિરતા પૂર્વક સ્તુતિ-સ્તોત્ર સહિત વિશાળ ચૈત્યવંદન કરવું. અથવા નવપદ ( સિદ્ધચક્ર ) પ્રમુખની સ્થાપના સ્થાપી અંતર લક્ષ રાખી નિત્ય નિયમ સાચવવો.

૨ **અખંડ ઉત્તરાસંગ** પ્રમુખ **પાંચ અભિગમ** સાચવી,શ્રી સદ્ગુરૂના દર્શન વંદનાર્થે તેમજ બની શકે ત્યાંસુધી ધર્મદેશના સાંભળવા, વ્રત,પચ્ચખાણ કરવા, તેમજ સામાયક, પોષધ, પ્રતિક્રમણાદિક ધર્મકરણી નિવૃત્તિથી કરવા નિયમસર જવું અને ત્યાં અતિઆદરપૂર્વક ગુરૂ મુદ્રા સામીજ દ્રષ્ટિ સ્થાપી, વિકથાદિક પ્રમાદ પરિહરી સંઘ-સાધર્મિક સમુદાય સાથે અપૂર્વ જ્ઞાનાદિક ગુણોનો અદ્ભૂત લાભ લેવો.

૩ આપણી ધર્મ-વૃત્તિ સદાય સતેજ રહે, તેમાં ખામી આવવા ન પામે તેટલા માટે સાવધાનપણે નિત્ય નિયમ પાળવા ઉપરાંત પર્વ દિવસો અને કલ્યાણક દિવસોમાં વિશેષે કરીને તીર્થયાત્રા પૂજા પ્રભા-

વનાયોગે દાન શીલ તપ અને ભાવના પ્રમુખ શુદ્ધ ધર્મની વૃદ્ધિ કરવી મ ધ-સાધાર્મિક જનોની યથાયોગ્ય ભક્તિ કરવી તેમજ આપણી ધર્મકરણીના અ તરગ હેતુ સમજી લક્ષ રાખી વિધિ સહિત તે પ્રેમપૂર્વક કરવા દિન દિન ખપ કરવો

૪ **ધર્મરત્ન પ્રકરણ**મા **શ્રી શાન્તિસૂરિજી**એ કહેલા અ ક્ષુદ્રતાદિક ઉત્તમ ૨૧ ગુણો આપણામા સ પૂર્ણ ખીલી નીકળે, ક્ષુદ્રતાદિક દોષ માન સમૂળગા દૂર થઇજાય,તેમજ **શ્રી હરિભદ્રસૂરિજીએ ધર્મબિન્દુ** પ્રમુખ ગ્રથોમા સ્પષ્ટપણે બતાવેલા માર્ગાનુસારીપણાના ૩૫ લક્ષણો (ન્યાય, પ્રમાણીકતા, નમ્રતા પ્રમુખ) જેમ આપણામા સ પૂર્ણ આવી શકે તેમ રાત દિન લક્ષ રાખી સરલ અકુટીલ વ્યવહાર સેવવો

૫ પૂર્વાચાર્ય રચિત **સમ્યકત્વ સિત્તરી**ના આધારે **મહોપાધ્યાય શ્રી યશોવિજયજીએ** કરેલ **સમકિતની ૬૭ બોલની સઝાય** સારી રીતે અર્થ સહિત અવધારી સમકિતને શોભાવનારા કારણો સદાય સેવવા અને મલિનતા કરનારા કારણો સદાય તજવા પુરતી કાળજી રાખવી જેમ જેમ ઉલટભર ખતથી તેનો અભ્યાસ કરવામા આવશે તેમ તેમ આત્મામા સ્વભાવિક ગુણોની પ્રાપ્તિ થતીજ જશે, અને અનુક્રમે ઉત્તમ પાચ લક્ષણોવાળુ શુદ્ધ સમ્યક્ત્વ ઝળહળતુ આત્મામા પ્રગટ થશે

૬-૧ શમ, ૨, સ વેગ, ૩ નિર્વેદ, ૪ અનુક પા અને ૫ આસ્તિકતા આ પાચ તેના ઉત્તમ લક્ષણ છે તેનો હરહમેશ સારી રીતે અભ્યાસ રાખવો તેમા પ્રમાદ એટલે ગફલત કરવી નહિ

(૧) અપરાધી જીવનુ પણ અ તરથી અહિત નહિં ઇચ્છતા બની શકે તેટલુ તેનુ હિતજ થાય તેમ આપણા મન, વચન અને કાયાનો સદુપયોગ કરવો અને કરાવવો

(૨) દુનીયામા દેખાતા દેવતા પ્રમુખના સુખ પણ ક્ષણભ ગુર જાણી તેના સુખને પરિણામે અસાર સમજી તેમા રતિ કર્યા વગર કેવળ મોક્ષના શાશ્વત સુખમાજ પ્રીતિ જોડવી

(૩) કર્મ વશ સ સારને કેવળ કારાગ્રહ અથવા નરક સમાન

દુઃખ દૂર કરવા યથાશક્તિ પ્રયત્ન કરવો જોઇએ. તેમજ 'સર્વ જીવ સદાય સન્માર્ગ સેવી સર્વથા સુખી થાઓ ! કોઈ કદાપિ દુઃખી ન થાઓ !' એવી ઉત્તમ ભાવના સદાય દીલમાં રાખવી જોઇએ. એવી ઉત્તમ ભાવનાથી તેમજ ભાવનાનુસારે શુભ વર્તનથી આપણું અંતઃકરણ અત્યંત ઉદાર, દયાળુ અને નિર્મળ બને છે તેથી આપણે સ્હેજે ઉત્તમ ધર્મના અધિકારી બનીએ છીએ.

**સાર**—ઉપલી હકીકતથી સમજી શકાય એવું છે કે આપણે આપણા પ્રાણ સમાન પરના પ્રાણ લેખવા. આપણા કલ્પિત સ્વાર્થની ખાતર કે પ્રમાદ વશ બની કોઇ પણ પ્રાણીની લાગણી દુઃખાય તેવું અકૃત્ય કરવું નહિં. પરનિંદા–પારકા અવર્ણવાદ બોલવાથી સદંતર દૂરજ રહેવું. કોઇની ઉપર કૂડું કલંક ચઢાવવુંજ નહિં. જ્યારે જ્યારે પરને પીડાકારી કાર્યનો પ્રસંગ આવે ત્યારે અંતરમાં વિચારવું કે 'જેવું આપણને દુઃખ થાય તેવું સહુને થાય.' એમ સમજી કોઇના પ્રત્યે પ્રતિકૂળ વર્તન ચલાવવુંજ નહિં. સાથે એમ પણ સમજી રાખવું કે જેવા કઠોર પરિણામથી જીવ પાપ કર્મ કરે છે તેવુંજ માઠું ફળ તેને પરિણામે ભોગવવું પડે છે. પાપ કરતાં જીવ પાછું વાળી જોતા નથી. પછી જ્યારે ફળ ભોગવવાનો વખત આવે ત્યારે લમણે હાથ દઇને રોવે છે. તેથી જ્ઞાની પુરૂષો કહે છે કે 'તમે કર્મ કરતાંજ વિચાર રાખો; કેમકે કરેલાં કર્મ પ્રમાણે તેનું ફળ તમારેજ ભોગવવું પડશે. તેમાં કશું ચાલશે નહિં. માટે ચેતો!' તેમાં પણ ઉભય લોક વિરૂદ્ધ સાત જાતનાં મહાવ્યસનો તો પ્રથમ પહેજ તજવાં જોઇએ. ' માંસ, મદિરા, શિકાર, ચોરી, જુગાર, પરસ્ત્રી, અને વેશ્યાગમન, એ સાત ભુંડાં વ્યસનો જીવને ઘોરાતિઘોર નરકમાં ખેંચી જાય છે. માટે તે અવશ્ય તજવાં અને આપણા મિત્રાદિક સંબંધીઓને પણ સમજાવી તજાવવા પ્રયત્ન કરવો.

**કુમારપાળ ભૂપાળે** પોતાના વિશાળ રાજ્યમાંથી ઉક્ત સાત વ્યસનો સદંતર દૂર કરાવ્યાં હતાં, તો સહુ સજ્જનોએ સ્વસ્વગૃહમાંથી તો તે તે વ્યસનોને સદંતર દૂર કરવાં ચુક્તજ છે.

ક્ષણિક અને કલ્પિત સુખ કે સ્વાર્થની ખાતર નરકાદિકના અનંત દુખ કોણ સમજુ ભોગવવા ખુશી હોય? નજ હોય દરેક વ્યસન અનર્થકારી જાણી તેને જલદી દૂર કરવા પૂરતી કાળજી રાખવી જોઈએ સ્વહિત ચાહનારે તેમા પ્રમાદ કરવો ઘટિત નથી પ્રથમ અહિંસાવ્રતને પાળવા ઇચ્છનાર સદ્ગૃહસ્થે બની શકે તેટલે દરજ્જે ત્રસજીવોની રક્ષાપૂર્વક પૃથ્વી આદિક સ્થાવર જીવોની પણ બનતી રક્ષા કરવા કાળજી રાખવી જોઈએ મહા આરંભ સમારંભ બનતા સુધી વર્જવા જોઈએ મધ, માખણ, રાત્રિભોજન, બોળ અથાણુ, વીદળ, રીંગણા, પંચઉદુંબર પ્રમુખ બાવીશ અભક્ષ્ય અને આદુ, મૂળા, ગાજર, ગળો, લસણ પ્રમુખ બત્રીશ અનંતકાયનો અવશ્ય ત્યાગ કરવો જોઈએ પાણી પણ ગળ્યા વગર પીવુ કે વાવરવુ ન જોઈએ દરેક બાબત જયણા (જીવ રક્ષા) સહિત કરતા પ્રથમ વ્રતની શુદ્ધિ અને પુષ્ટિ થાય છે બીજા બધા વ્રતો પણ અહિંસા વ્રતની પુષ્ટિ માટેજ છે તેના પાચ અતિચાર સમજીને તજવા એમ સર્વ વ્રત આશ્રી સ્વયમેવ સમજી લેવુ



## સ્થૂલ મૃષાવાદ વિરમણ વ્રત.

### ( બીજુ અણુવ્રત. )

ક્રોધ, માન, માયા, લોભ, ભય કે હાસ્ય યોગે મોહવશ જીવ જૂઠ્ઠુ બોલે છે તેનો સર્વથા ત્યાગ કપાયરહિત મુનિ-મહાત્માજ કરી શકે છે તેથી તેમનુ સત્ય વ્રત મહાવ્રત કહેવાય છે ગૃહસ્થ-શ્રાવક તે મુજબ સર્વથા સત્ય વ્રત પાળી ન શકે તેથી તેનુ વ્રત અણુવ્રત કહેવાય છે સંસાર વ્યવહારમા પણ અતિ હાનિકારક એવા પાચ-

૧ કન્યાલીક ( કન્યા સંબંધી સગપણ વિવાહાદિક પ્રસંગે જૂઠ્ઠુ બોલવુ )

૨ ગવાલીક ( ગાય ભેંસ પ્રમુખ ચોપગા જાનવર સંબંધી લેવડદેવડમા જૂઠ્ઠુ બોલવુ )

૩ ભૂમ્યલીક ( ખેતર, વાડી, ગૃહ, હાટ, વખાર પ્રમુખ ભૂમિના સંબંધે જૂઠું બોલવું. )

૪ થાપણ મોસો ( આપણા ઉપર વિશ્વાસ રાખી બીજાએ મૂકેલી થાપણનો ઇનકાર કરવો. )

૫ કૂડી સાખ ( ઇન્સાફની કોર્ટમાં કે બીજા તેવાજ પ્રસંગે ખોટી સાક્ષી ભરવી. )

એ પાંચ મ્હોટાં જૂઠાણાં અવશ્ય તજવા યોગ્ય છે. પરમાર્થ દૃષ્ટિથી જોતાં તો શુદ્ધ દેવ ગુરુની આજ્ઞા–વિરુદ્ધ આપ મતિથી ઉત્સૂત્ર કથન તેમજ ઉત્સૂત્ર ( શાસ્ત્ર વિરુદ્ધ ) વર્તન પણ અવશ્ય પરિહરવા યોગ્યજ છે. ભવ ભીરુ યા પાપ ભીરુનું એ ખાસ કર્તવ્ય છે. મુનિ–મહાત્માઓને તો ક્ષણે ક્ષણે તેવા લક્ષની ખાસ જરૂર છે.

હેતુ—અસત્યનો અનાદર કરી સત્ય હિત મિત ભાષણ કરનારનો વ્યવહાર ઘણો સરલ થઇ શકે છે. તેનાં ઘણાં વિઘ્નો સહેજે દૂર થઈ જાય છે. ગમે તેવી મુશીબત વેઠીને પણ સત્યની ટેક સાચવી રાખનાર અંતે જય કમળા વરે છે. સત્યવાદીનો સહુ કોઈ વિશ્વાસ કરે છે. દેવ દાનવ પ્રમુખ પણ તેને સહાયભૂત થાય છે. પોતાનું વચન પાળવા **યુધિષ્ઠિર** પ્રમુખ વીર પુરૂષોએ બહુ બહુ કષ્ટ સહ્યું છે પરંતુ છેવટે તેમનોજ જય થયો છે. **શ્રીમાન્ કાલિકસૂરિજીએ** પ્રાણાંત ઉપસર્ગ જાણ્યા છતાં સત્યની ટેક છોડી નહિં તો તેમનો યશવાદ સર્વત્ર પસરી રહ્યો છે. અને **વસુરાજાએ** કેવળ દાક્ષિણ્યતાથી અસત્ય યા મિશ્ર ભાષણ કર્યું તો તેથી તેના બહુ બૂરા હાલ થયા. તેના અન્યાયથી દેવતાએ તેને સિંહાસન ઉપરથી નીચે પાડી લોહી વમતો કરી લીધો, જેના પરિણામે તે મરીને નરક ગતિમાં ગયો. સત્ય સ્વભાવિક વચન સાકર કે અમૃત જેવું મિષ્ટ અને સુખદાયી નિવડે છે ત્યારે કૂટ–અસત્ય વચન વિષ્ટા કે વિખ જેવું કેવળ અનિષ્ટ અનર્થકારી થાય છે. જેણે ક્ષીર કે અમૃતનું પાન કર્યું હોય તેને હલાહલ વિખનું પાન કરવું કેમ ગમે ? સત્યવાદી સર્વત્ર સત્કાર પામે છે ત્યારે અસત્યવાદી હડકાયા

કુતરાની જેમ જ્યા ત્યા અપમાન પામે છે-અસત્યવાદીનો કોઇ ક્યાઈ વિશ્વાસ કરતુ નથી

સાર—આ લોક તેમજ પરલોક સબધી સુખ સપત્તિ ઇચ્છનાર દરેક શખ્સે ઉત્તમ પ્રકારના સત્યનાજ ધોરણે ચાલવુ શ્રેષ્ટ છે સત્યની દૃઢ ટેક રાખનાર જગતમા વિશ્વાસ પાત્ર બની મ્હોટી પ્રતિષ્ઠા પામે છે તેમજ વ્યવહારમા પણ તેને કશી મુશ્કીબત નડતી નથી વળી સત્યના પ્રભાવે ઉંચી આટ બધાઇ જવાથી વ્યાપાર વણજમા સારી કમાણી કરી પૈસે ટકે પણ તે સુખી થાય છે પ્રિય અને હિત કર સત્ય વાણી વદનાર જીવ પવિત્ર ધર્મનો અધિકારી બને છે સત્યના પ્રભાવે શત્રુ પણ મિત્ર થઇ જાય છે મતલબ કે કોઈ પણ સત્યવાદીનો પરાભવ કરી શકતુ નથી ખરી આપત્તિ વખતે સત્યવાદીની પૂરી કસોટી થાય છે તેવે પ્રસગે વળી સુવર્ણની પેરે સત્યવાદીની અધિક શુદ્ધિ થાય છે શાસ્ત્રકાર કહે છે કે 'સત્ય-ધર્મની ખાતર પ્રાણ તજવા સારા પણ પ્રાણ અર્થે (સ્વાર્થની ખાતર) સત્ય-ધર્મનો કદાપિ ત્યાગ કરવો નહિ ' સત્યનેજ અવલબી એવી ઉત્તમ ટેક સાચવનાર સજ્જનોનુજ જીવિત સફળ ગણાય છે, એમ સમજી શાણા માણસોએ અનાદિ કૂટ અભ્યાસથી ચાલી આવતી અસત્ય બોલવાની ટેવ તજી દઇને પવિત્ર સત્ય વ્રત પાળવા પૂરતો અભ્યાસ પાડી, તેવીજ પ્રતિજ્ઞા આદરી, જીવિત પર્યંત ઉક્ત વ્રતનુ અવશ્ય આરાધન કરવુ જોઇએ તેથી પોતાને, કુટુબને, જ્ઞાતિને યાવત્ સમાજને પણ ઘણોજ ફાયદો થશે. જેમ માઠા અવગુણની માઠી અસર બીજાને થાય છે તેમ સારા સદ્દગુણોની સારી અસર પણ અન્યને તેવી રીતે થાય છે સમાજનુ ભલુ ઇચ્છનારે સમાજના અગભૂત પોતાનેજ પ્રથમ સન્માર્ગમા સ્થાપી પોતાનુ, પોતાના સ્વજન કુટુબનુ તેમજ પોતાની જ્ઞાતિ પ્રમુખનુ બની શકે તેટલુ ભલુ કરવા ખત રાખવી જોઇએ જો એમ ન કરીએ તો સમાજ સુધારાની ઈચ્છા આકાશ પુષ્પની જેવી કેવળ કલ્પના માત્રજ હોવાથી નકામી છે 'Charity begins at home' એ ઇગ્રેજી કહેવત વિસરી જવી જોઇએ નહિ વળી કહેવાય છે કે 'સાચને આચ નહિ ' સત્ય વચનજ જીવને સહજ સોહાય છે

અસત્ય બોલતાં અંતઃકરણ પણ ના કહેતું હોય તેમ જણાય છે. અસત્ય બોલતાં મનમાં શંકા–સંકોચ આવે છે. તેજ જણાવે છે કે શુદ્ધ અંતઃકરણને સત્ય વગર બીજું કશું રૂચતુંજ નથી. તેમ છતાં મૂર્ખ માનવીઓ જૂઠ બોલી એક જૂઠાણાની ખાતર સેંકડો કુયુક્તિઓ કરી 'તે સત્ય છે' એમ સાબીત કરવા અજ્ઞાન વશ મથે છે–અંતે પણ 'હું કહું છું સત્ય' એમ દલીલ કરે છે. વળી એવી ભાંજગડ–માથાકુટ કરતાં જૂઠ બોલનારના મનમાં કદાચ પસ્તાવો થાય છે તો તે બીજી વખત વિચારીને બોલે છે. પરંતુ જૂઠ બોલવાથી સામાનો વિશ્વાસ ઉઠી જાય છે તેથી તે કદાચ ફરીને સાચુંજ બોલે તોપણ તે તેનું સાચ માર્યુંજ જાય છે. માટે સહૃદય (શાણા) માણસોએ પ્રથમથીજ સત્ય બોલવાની ઉત્તમ ટેવ પાડવી અને તેવી ટેવને ટેકથી નભાવી રાખવામાં ગફલત કરવી નહિં. સત્યવાદીને ન્યાયસર–પ્રમાણિકપણે વર્તવાની પૂરી જરૂર રહે છે. તેણે જરૂર પડે તેટલુંજ હિતાહિતનો વિચાર કરી પ્રિય–મધુર સત્ય વચનજ ઉચ્ચરવું જોઈએ.



## સ્થૂલ અદત્તાદાન વિરમણ વ્રત.

### (ત્રીજું અણુવ્રત.)

**અદત્ત** એટલે કોઈએ નહિં દીધેલું તેનું **આદાન** એટલે ગ્રહણ કરવું. મતલબ કે પરાઇ વસ્તુ ધણીની રજા વગર પોતાની મેળે લઇ લેવી, એ તેનો સામાન્ય અર્થ છે. ગૃહસ્થ પ્રાયઃ ઉક્ત અર્થ અનુસારે સ્થૂલપણેજ વ્રત પાળી શકે છે. મુનિજનો તો શુદ્ધ દેવગુરૂની અનુમતિ જેમાં ન હોય તે વસ્તુ તેમજ તેમની અનુમતિવાળી વસ્તુ પણ જેના કબજામાં હોય તેની અનુમતિ ન હોય તે વસ્તુ તથા તેની પણ અનુમતિ હોય છતાં જે વસ્તુ સજીવ અથવા મિશ્ર ( તદ્દન નિર્જીવ ન હોય તેવી ) હોય તે મળે તોપણ ગ્રહી શકે નહીં. મુનિજનોનું આવું દુર્ધર ( કઠણ ) વ્રત ત્રીજા મહાવ્રત તરીકે ઓળખાય

છે તેની અપેક્ષાએ ગૃહસ્થનુ સ્થૂલવ્રત અણુવ્રત કહેવાય છે તેમા ગૃહસ્થે ચોરી સબધી નીચેના નિયમો ખાસ લક્ષમા રાખી પ્રમાણિકપણુ આચરવુ જોઈએ. તેથી તેને વ્યવહારમા બહુજ સુલભતા અને સુખશાતિ પ્રાપ્ત થાય છે અને તે નિયમોનુ ઉલ્લઘન કરનારને અનેક પ્રકારની અણચિંતી આફતો આવી ઉભી થાય છે કે જેના પરિણામે પોતે તથા પોતાના કુટુબાદિક ખરાબ થાય છે અને છેવટે તેને નીચી ગતિમા પણ જવુ પડે છે

## ત્રીજા વ્રતના રક્ષણ માટે ખાસ લક્ષમા રાખવા યોગ્ય નીતિના નિયમો.

૧ કોઈનુ ખાતર પાડવુ નહિ તેમજ બીજા પાસે પડાવવુ નહિ

૨ ચોરાઉ માલ જાણી જોઈને લેવો નહિ તેમજ તેવો સકેત કરવો નહિ.

૩ કોઈની ખોવાએલી, પડી ગયેલી કે વિસરી ગયેલી વસ્તુ છુપાવવી નહિ

૪ દાણ ચોરી કરવી નહિ, તેમજ તેમ કરવા બીજાને ખોટી શિખામણ દેવી નહિ

૫ ફુડા કાટલા માન માપા કરી પરવચન કરવુ કે કરાવવુ નહિ

૬ પારકી થાપણ ઓળવવી નહિ તથા તેમ કરવા કોઈને ખોટી સલાહ આપવી નહિ

૭ કોઈની લાચ-રૂશ્વત લેવી નહિ તેમજ લેવરાવવી નહિ

૮ આપણામા વિશ્વાસ-ભરુસો રાખનારનો કદાપિ વિશ્વાસઘાત કરવો નહિ

૯ માતા, પિતા, પુત્ર, મિત્ર, કે કલત્ર (સ્ત્રી) સાથે ઠગાઇ કરવી નહિ

૧૦ રાજાની આજ્ઞાનુ ઉલ્લઘન કરી ન કરવાનુ કામ કરવુ નહિ

૧૧ વ્યાપાર વણજમા દગો ફટકો કરવો નહિ સરલ વ્યવહાર રાખવો

# સ્વદારા સંતોષ, અથવા સ્થૂલ મૈથુન વિરમણ વ્રત.

## (ચતુર્થ અણુવ્રત.)

દેવ, મનુષ્ય અને તિર્યંચ સંબંધી કામભોગની તૃષ્ણા તજી સહુજ સંતોષ વૃત્તિ ભજવી—વિષય વિકારને વશ નહિં થતાં તેને સ્વ-વશ કરી લેવા, તે કામ દુષ્કર છતાં મુનિ—મહાત્માઓ તેમાં વિજય મેળવે છે. ઉત્તમ પ્રકારના જ્ઞાન કે જ્ઞાનીના આલંબનથી સાધુ પુરૂષો યથાર્થ બ્રહ્મચર્ય પાળી શકે છે. મન વચન અને કાયાની ત્રિકરણ શુદ્ધિથી બ્રહ્મચર્ય પાળવું તે અતિ દુષ્કર મહાવ્રત કહેવાયછે.તે મહાવ્રતની અ-પેક્ષાએ ગૃહસ્થનું સ્વદારા—સંતોષ નામનું વ્રત અણુવ્રત કહેવાય છે.તેમાં મુખ્યપણે સ્વસ્ત્રી શિવાય દેવ, મનુષ્ય અને તિર્યંચ સંબંધી વિષય ભો-ગનો યથાયોગ્ય ત્યાગ કરવો પડે છે. અનાદિ વિષય વાસનાનું જોર મંદ પાડવા માટે તેમ કરવું બહુજ જરૂરનું છે. મતલબ કે સ્વદારા સંતોષ યા સ્વપતિ સંતોષ વ્રતથી સ્વસ્ત્રી કે સ્વપતિ શિવાય સમસ્ત સ્ત્રીવર્ગને પુરૂષે સ્વમાતા સદૃશ લેખવો જોઇએ. અને સમસ્ત પુરૂષવર્ગને સ્ત્રીએ સ્વપિતા સમાન લેખવો જોઇએ. તેમની સંગાતે કોઇપણ જાતની કામચેષ્ટાથી સદંતર દૂર રહેવું જોઇએ. તેમજ મન અને વચનને પણ બનતાં સુધી કબજે રાખી નિર્વિકાર રાખવાં જોઇએ. સ્વસ્ત્રી કે સ્વપતિના સંબંધમાં પણ બની શકે તેટલી સંતોષ વૃત્તિ રાખી કામભોગમાં થતી અતિ આસક્તિ વર્જવી જોઇએ. તેમાં પણ જ્યાંસુધી સ્ત્રી પુરૂષ યોગ્ય સમસ્ત કળામાં કુશળતા મેળ-વવા અભ્યાસ કરવાનો હોય ત્યાંસુધી પ્રથમ વયમાં પુત્ર પુત્રી ઉભય સાવ નિર્વિકાર રહે તેજ ઇષ્ટ છે. ઉમર લાયક થયા વગર પુત્ર પુત્રીના પરિણયનથી પરિણામ પ્રાયઃ સારૂં આવતુંજ નથી. કાચી વયનાં પુત્ર પુત્રીના સંબંધ જોડવાથી તેમની આત્મ ઉન્નતિમાં અનેક અંતરાય ઉભા થાય છે, તે વાત માતપિતાદિકે લક્ષમાં રાખવીજ જોઇએ. તેવીજ રીતે કજોડાં, વૃદ્ધ પારાવાર હાનિ

પણ વિચારવી જોઇએ એકદર લાભાલાભનો વિચાર કરી સ્વપરહિત આચરવુ જોઇએ

હેતુ—અનાદિ અભ્યાસથી દઢ રૂઢ થયેલી વિષયવાસના એકાએક નિર્મૂળ થવી મુશ્કેલ છે, પરતુ તેને મદ કરવા શાસ્ત્રકારોએ બતાવેલ માર્ગ જો વિવેકથી આદરવામા આવે તો તે વિષય વાસના ઘટી શકે છે આટલા માટેજ સ્વદારા કે સ્વપતિ સતોષવ્રત સેવન કરવુ બહુ જરૂરનુ છે એ વ્રતના પ્રભાવથી સ્વદારા કે સ્વપતિ શિવાય તમામ સ્ત્રી પુરૂષો પ્રત્યે અન્યથા થતી કામવૃત્તિ સ્વત શમી જાય છે, અને સહેજે સતોષ વૃત્તિમા વધારો થાય છે. કંઇપણ નિયમ વગર પશુની પેરે સર્વત્ર મુતકળપણે કામભોગ સેવનાર અનેક પ્રકારની આપદાઓ પામે છે પૈસે ટકે ઘસાઇ જાય છે, આબરૂના કાકરા થાય છે, રાજદંડ પામે છે અને કવચિત્ કમોતે મરી માઠા ધ્યાનથી દુર્ગતિમા જાય છે જે સતોષ વૃત્તિવાળા છે તે બહુ સુખી થાય છે જગતમા તેમનો જશવાદ ગવાય છે, દેવતા પણ તેમને સહાયભૂત થાય છે અને અતે શુભ ભાવ યુક્ત કાળ કરી સદ્ગતિ પામે છે મુનિમહારાજની પેરે મન વચન અને કાયાની ત્રિકરણ શુદ્ધિથી સર્વથા બ્રહ્મચર્ય પાળવા અસમર્થ જનોએ ગૃહસ્થાશ્રમમા પણ રહી એક પત્નીવ્રત કે એક પતિવ્રત દઢ રીતે પાળી, બની શકે તેટલી સુશીલતાથી સતોષવૃત્તિ મેળવીજ જોઇએ જે સુશીલ સ્ત્રી સ્વપતિને સ્વસદાચરણથી સતોષ ઉપજાવી ધર્મકાર્યમા સહાયભૂત બને છે 'તે ધર્મપત્ની' કહેવાય છે તેવીજ રીતે એક પત્નીવ્રત સેવનાર પતિએ પણ સ્વસ્ત્રીને સદ્વર્તનથી સતોષ પમાડી તેને હરેક રીતે ધર્મકાર્યમાં સહાયભૂત થવુ જ જોઇએ આ પ્રકારની સ્ત્રી પતિની ફરજ તરફ પૂરતું લક્ષ આપી જેમ પૂર્વની પ્રજા સુખી હતી તેમ સુખી થવા ઇચ્છનાર દરેક સ્ત્રી પતિએ અત્યારે પણ સ્વકર્તવ્ય તરફ પૂરતુ લક્ષ આપવુ જ જોઇએ તત્ત્વદષ્ટિથી તપાસતાં સ્ત્રી પતિનો સયોગ-સબધ એવાજ કોઈ શુભ હેતુથીજ નિર્મિત થયેલ છે તેનો ગેરઉપયોગ કરનાર સ્ત્રી પતિ પરિણામે સુખી થઇ શકતાજ નથી જૂઓ ! વિષય તૃષ્ણાને વશ થઇ **સીતા જેવી મહા સતી** ઉપર, કૂડી નજરથી જોનાર અને તેને અપહરી

જનાર **રાવણના કેવા હાલ થયા** ? અને એક પત્નીવ્રતને અખંડ પાળી રાખનાર **રામચંદ્રનો** અંતે કેટલો ઉદય થયો ? આ શિવાય શાસ્ત્ર પ્રસિદ્ધ **અનેક સતો** અને **સતીઓનાં** પવિત્ર દૃષ્ટાંત બહુ જ મનન કરવા યોગ્ય છે. ગમે તેવા વિષય સંયોગમાં પણ તેમણે પોતાનાં શીલવ્રતને કેવી દૃઢતાથી સાચવી રાખેલ છે ?' એ વાત ખાસ લક્ષમાં રાખી દરેક સ્ત્રી ભરતારે સુશીલતા સેવવાની પ્રબળ ઇચ્છા રાખવી જોઇએ. દુનીયામાં રહેતા દુર્જનો ગમે તેવી લાલચો બતાવે તો પણ પોતાના પવિત્ર શીલવ્રતથી એક રંચ માત્ર સ્ખલિત થવું નહિં. પોતાના પવિત્ર વ્રતને અખંડ રાખી પ્રાણનો ત્યાગ કરવો પણ શાસ્ત્રકારોએ વખાણ્યો છે. કેમકે શીલાદિક ઉત્તમ વ્રત એજ અંતરંગ પ્રાણ છે. બીજાં તો કેવળ બાહ્ય પ્રાણજ છે. ઉત્તમ વ્રત રૂપી અંતરંગ પ્રાણને ગુમાવી જે જીવે છે તે જીવતા છતા પણ મુવાજ જાણવા. અને શીલાદિક ઉત્તમ વ્રતને અખંડ–અબાધિત રાખીને સ્વપ્રાણને તજે છે તે મુવા છતાં પણ જીવતાજ જાણવા. કેમકે આ લોકમાં તેમનાં ઉત્તમ ચરિત્રથી અખંડ કીર્તિ પસરેછે તેમજ તેમના પવિત્ર ચરિત્રનું અનુકરણ કરી અનેક ભવ્ય જનો આત્મ સુધારણા કરે છે, અને પરિણામે પરલોકમાં પણ ઉત્તમ પ્રકારની સુખ સંપદાને સહેજે પામે છે. અપાર મહિમાવાળા શીલાદિક ઉત્તમ વ્રતના પ્રભાવે અગ્નિ પણ શીતળ થઇ જાય છે, વાઘ પણ બકરી જેવો (ગરીબ) થઇ જાયછે અને સાપ પણ ફૂલની માળ રૂપ થઇ જાય છે. જૂઓ ! શીલના ઉત્તમ પ્રભાવથી **સુદર્શન શેઠની** શૂળી તૂટીને સિંહાસન થઇ ગયું! **સિતા દેવીના** શીલના પ્રભાવથી મહા અગ્નિ પણ જળ રૂપ થઇ ગયો. મતલબ કે ઉત્તમ પ્રકારનું શીલ ચિંતામણી રત્નથી પણ અધિક મૂલ્યવાળું–અચિંત્ય ફળને આપવાવાળું જાણી ભવ્ય સ્ત્રી પુરૂષોએ અધિક આદરથી સેવન કરવા યોગ્ય છે.

**સાર**–જો સમસ્ત આપદાનો અંત કરવા અને સંપૂર્ણ સંપદા સ્વાધીન કરવા ઇચ્છતા હો તો હે ભવ્યજનો ! તમે ઉત્તમ **શીલરત્નનુંજ** અહોનિશ આદરપૂર્વક સેવન કરો ! પરસ્ત્રીને સ્વમાતા, **સ્વભગિની** કે સ્વપુત્રી, તુલ્ય અને પરપતિને સ્વપિતા, સ્વભ્રાતા, કે

સ્વપુત્ર તુલ્યજ લેખો ! તેમના તરફ કૂડી નજરથી જોવાનુ પણ તજી દ્યો વિષયસુખ સેવતા તો મુગ્ધ જનોને મીઠા લાગે છે પરંતુ પરિણામે તે કિંપાકના ફળની જેમ પોતાના પ્રિય પ્રાણનો પણ વિજોગ કરાવે છે પ્રાપ્ત સુખ-સામગ્રીમા અસંતોષ રાખી જે અજ્ઞાન જીવ અધિક સુખની ઇચ્છાથી પરસ્ત્રી, કુલાંગના, વિધવા, વેશ્યા કે વૃદ્ધ, કન્યાદિકમા ગમન કરે છે તે બાપડા, જેમ પતંગીયા સુખબુદ્ધિથી દીવામા જ પલાઇને બળી મરે છે તેમ પોતાના દુર્લભ પ્રાણાદિક પુન્યસામગ્રીનો હાથે કરી વિનાશ કરી દુર્ગતિમા જઇ દુખી થાય છે પરસ્ત્રી ગમનાદિક અકાર્યના આવા માઠા વિપાક જાણીને ચતુર જનો તેનાથી અંતર દૂર રહી સ્વદારાસંતોષાદિક ઉત્તમ વ્રતને યથાવિધ પાળવા ઉદ્યમ કરે છે અથવા યથાવિધ ઉદ્યમને શું અસાધ્ય છે ?

ઉક્ત ઉત્તમ વ્રતના અર્થી ભાઇ બ્હેનોએ નીચેની નિયમાવલી લક્ષમા રાખવી

૧ જ્યા પશુ, પંડક (નપુંસક) કે જાર લોકો કામક્રીડા કરે તે સ્થળે જવુ નહિં

૨ કામવિકારની વૃદ્ધિ કરે એવા પુસ્તક વાચવા નહિં તેમજ તેવી વાત કરવી નહિં

૩ કામક્રીડાનુ સ્મરણ થાય તેવા આસન પ્રમુખ સેવવા નહિં

૪ મનોહર સ્ત્રી પ્રમુખના અંગોપાંગને નીરખી નીરખીને જોવા નહિં

૫ જ્યા કામ પીડિત સ્ત્રી પુરૂષોના આર્તસ્વર સંભળાતા હોય ત્યા વધારે થોભવુ નહિં

૬ પૂર્વે અજ્ઞાનપણે જે જે કામક્રીડા કરી હોય તેને ફરી ફરી યાદ લાવવી નહિં

૭ કામવિકાર જાગે એવા રસકસવાળા પદાર્થ (બનતા સુધી) ખાનપાનમા લેવા નહિં

૮ રસકસ વગરના પદાર્થ પણ રૂચિ ઉપરાંત અધિક પ્રમાણમાં લેવા નહિ.

૯ શરીરની એવી વિભૂષા કરવી નહિ કે પરિણામે શીલવ્રતને હાનિ પહોંચે.

૧૦ કારણકે વગર કારણે કોઈના ઘરમાં એકાકી પ્રવેશ કરવો નહિ. ખાસ જરૂર કારણે જવુંજ પડે તો બહુજ સાવધાનપણે વર્તવું, જેથી સ્વવ્રતને ડાઘ ન લાગે.

૧૧ પોતાની સ્ત્રી સાથે પણ એક શય્યામાં સુવાની ટેવ રાખવીનહિ.

૧૨ હસ્તક્રિયા કે કુદરત વિરૂદ્ધ વર્તનથી નાહક વીર્યનો વિનાશ કરવો નહિ.

આ વિગેરે નીતિ–ધર્મના નિયમોનું પાલન કરનાર ઉક્ત વ્રતને યથાવિધ આરાધી શકે છે.

તત્ત્વ દ્રષ્ટિથી જોતાં તો શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શરૂપ પાંચે ઈંદ્રિયોના વિષયોમાં વર્તતી કામભોગની લાલસા નીવારવાથીજ ઉક્ત વ્રત યથાર્થ આરાધાય છે એટલે કે તે તે અનુકૂળ કે પ્રતિકૂળ વિષયોમાં ઉદાસીનતા ધારી–રાગ દ્વેષથી અલિપ્ત રહેનાર કોઈક મહાશય આ ઉત્તમ વ્રતને યથાર્થ આરાધી શકે છે. તે વાત ખાસ લક્ષમાં રાખી પૂર્વોક્ત મર્યાદા સહિત આ ઉત્તમ વ્રતને આરાધવાનો ઉદ્યમ સફળ થાય છે તેમજ હવે પછીનું પાંચમું અણુવ્રત પાળવા પૂરતું બળ પણ આવે છે.



## સ્થૂલ પરિગ્રહ પ્રમાણરૂપ.

### (પાંચમું અણુવ્રત.)

મોહ મમતા જોગે ધન ધાન્યાદિક વિધવિધ વસ્તુઓનો સંગ્રહ કરી રાખવો તે બાહ્ય પરિગ્રહ અને મિથ્યાત્વ કષાયાદિક દોષોનું પોષણ કરવું તે અભ્યંતર પરિગ્રહ જાણવો. તે બંને પ્રકારના પરિગ્રહનો

સર્વથા ત્યાગ મુનિ મહાત્મા કરી શકે છે તે તેમનું ઠરણ મહાવ્રત છે મુનિરાજને બાહ્ય પરિગ્રહની કશી જરૂર રહેતી નથી કેમકે તેમને નિર્દોષ ભિક્ષા વૃત્તિથીજ સયમ જીવન ગાળવાનુ હોય છે પરંતુ ગૃહસ્થને તો તે વગરગૃહવ્યવહારજ ચાલતો નથી તેથી તેની જરૂર પડે છે પણ જો જરૂર પૂરતા દ્રવ્યથી સતોષ રાખવામા ન આવે તો ગૃહસ્થને લોભવશ મર્યાદા રહિત અનેક પ્રકારના પાપ વ્યાપાર કરવા સહજ પ્રવૃત્તિ થાય છે, તેવી પાપ પ્રવૃત્તિનો સંકોચ કરી મર્યાદાસર ન્યાય વૃત્તિથી આજીવિકા ચલાવવા પૂરતા સાધનમા સતોષ રાખવા માટે પરિગ્રહ પ્રમાણરૂપ અણુવ્રતની આવશ્યકતા સિદ્ધ થાય છે

હેતુ—ઉક્ત વ્રતમા ધન ધાન્યાદિક નવ પ્રકારના બાહ્ય પરિગ્રહ ની હદ બાધવામા આવે છે અને બાધેલી હદથી જે દ્રવ્ય વધાનનુ હોય તેનો સદ્વ્યય કરી દેવામા આવે છે તેથી તે બહુ લાભદાયક થાય-છે આસપાસના સયોગાદિકને લક્ષમા રાખી સ્વશ્રદ્ધા અને પરિણામને અનુસરી ઉક્ત નિયમ લેનાર પરિણામે બહુ સુખી થાય છે અનેક પાપ આરભના કાર્યથી નિવર્તવાનુ અને સારા પુણ્ય કાર્યોમા જોડાવાનુ તેનાથી સહેજે બની શકે છે કેટલાક વિચારશીલ સજ્જનો તો સ્વનિયમને અનુસરી છેવટે સમસ્ત પાપ વ્યાપારનો ત્યાગ કરી સતોષ વૃત્તિથી આત્મસાધન કરી લેવામાજ પોતાની બાકીની જીદગી ગાળવી પસદ કરે છે

જેમ ઓછા ભાર વાળી હોડી અનુકૂળ પવનાદિક યોગે પાણીની સપાટી ઉપર શીઘ્ર ચાલી શકે છે તેમ અત્યત ભાર લાધેલી હોડી ચાલી નહિં શકતા ઉલટી ડુબી જાય છે તેવીજ રીતે સ્વનિર્વાહ પૂરતા સુખ સાધનમા સતોષ રાખનાર સદ્ગૃહસ્થ સુખે સ્વવ્યવહાર જીવન પસાર કરી અતે સદ્ગતિ સાધી શકે છે, પરતુ જે મોહ મમતાવશ પ્રાપ્ત સુખ સાધનમા સતોષ નહિ રાખતા નવનવા સુખની લાલનાથી અનેક પ્રકારના આરભ સમારભ સેવી દ્રવ્યાદિકનો સચય કરે છે-કરવા ધારે છે તે બાપડા તૃષ્ણાના પ્રબળ પૂરમા તણાતા અનેક વ્યથાઓ અનુભવે છે અને અશુભ અધ્યવસાયથી મરણ પામી પરભવમા પણ દુખ પરપરાનેજ પામે છે

સાર—'તૃષ્ણા જેવો કોઈ પ્રબળ વ્યાધિ નથી અને સંતોષ સમાન કોઇ ઉત્તમ સુખ નથી' એ સૂક્ત વચનો સદાય સંભારી રાખવાં યોગ્ય છે. દાન, ભોગ અને નાશ, એ ત્રણ ગતિજ લક્ષ્મીની કહી છે. જો દાનાદિકમાં તેનો યથાયોગ્ય ઉપયોગ કરવામાં આવે નહિં તો છેવટે તેનો નાશ તો થાયછેજ. એમ વિચારી પ્રાપ્ત લક્ષ્મી પ્રમુખ સારાં ક્ષેત્રમાં વાવી તેનો લ્હાવો લેવો યોગ્ય છે. અને અપ્રાપ્ત લક્ષ્મી પ્રમુખ માટે મર્યાદા મૂકી અતિ લોભવશ પાપારંભ કરવા પણ યુક્ત નથી. સ્વસંયોગ વિચારી ઉક્ત વ્રતનું સેવન કરનાર ઉપર કહેલી રીતિ નીતિ આદરી શકે છે તો તે સહજ સંતોષ વૃત્તિથી અવશ્ય સુખી થઇ શકે છે.પરમાર્થ દૃષ્ટિથી વિચારતાં તો પર વસ્તુમાં મૂર્છા–મમતા બંધાય તેજ પરિગ્રહ છે, એવું સમજનારા તત્ત્વજ્ઞાની મહાત્માઓ તો સ્વદેહ ઉપર પણ મમતા તજી દે છે. તેઓ તો સ્વદેહાદિક જડ વસ્તુથી પણ જેટલો સ્વપર ઉપકાર સિદ્ધ થાય તેટલા પૂરતીજ તેની સંભાળ રાખે છે. તેઓ અજ્ઞાન જનોની પેરે પરવસ્તુમાં નકામી મમતા બાંધી રાખી નાહક દુઃખી થતાજ નથી. તેઓ સંયોગિક પદાર્થોની ક્ષણભંગુરતા સારી રીતે સમજી શકે છે તેથી તેવી પુદ્ગલિક વસ્તુમાંથી પણ જે કાંઇ સાર ખેંચી શકાય તે ખેંચી લઇનેજ સંતોષ માને છે, અને તત્ત્વથી સુખી પણ તેઓજ થઇ શકે છે. પુદ્ગલિક સુખના આશી ઇંદ્રાદિક પણ તત્ત્વથી સુખી નથીજ. ત્યારે કેવળ નિર્દોષ વૃત્તિને ભજનાર નિસ્પૃહી મુનિ મહાત્મા પરમ સુખી હોય છે કેમકે સકળ દુઃખના બીજભૂત મૂર્છા–મમતા તેમણે ટાળેલી હોય છે. ઉકત અતિ અગત્યની વાત લક્ષમાં રાખી સંતોષ વૃત્તિ ધારવા અને અસંતોષ વૃત્તિ વારવા પંચમ અણુવ્રતમાં બનતો ઉદ્યમ કરવો અત્યંત હિતકારી છે. તે માટે નીચેના નિયમો લક્ષમાં રાખવા.

૧. સ્વસાધન અનુકૂળ સંયોગાદિક દેખી દીર્ઘદૃષ્ટિથી સ્થિર ચિત્તે સાધ્ય રાખી ધન ધાન્યાદિક પરિગ્રહનું જૂદું જૂદું કે સમુચ્ચય પ્રમાણ કરવું અને તેનું વારંવાર સ્મરણ કરવું.

૨. નિયમિત દ્રવ્ય ઉપાર્જન કરવા માટે ન્યાયથીજ ઉચિત

પ્રવૃત્તિ કરતા પ્રારબ્ધ યોગે અધિક લાભ મળે તો તેનો તરત સદ્વ્યય કરી દેવો.

૩ નિયમ ઉપરાત દ્રવ્યનો લાભ થયો હોય તો તે લોભ કે મમતાવશ બની કોઇ બીજા સબધી પ્રમુખના નામે ચઢાવી દેવારૂપ કપટ કેળવવુ નહિ પરતુ ઉલ્લસિત ભાવથી અધિક લાભ થાય તેવા સુસ્થાને તેનો વિવેકથી વ્યય કરી દેવો, તે પણ સ્વકર્તવ્ય સમજીનેજ ( માન પાનની ઇચ્છા રાખ્યા વગર )

૪ પ્રાપ્ત થતા કે થયેલા દ્રવ્યનો ગેર ઉપયોગ થવા નહિ દેતાં બચેલા કે બચી રહેતા દ્રવ્યનો ઉદાર દીલથી પોતેજ સદુપયોગ કરી લેવો

૫ દ્રવ્યના લોભથી નહિ કરવા યોગ્ય પાપ આરભ સેવવા નહિં

૬ ન્યાયથીજ દ્રવ્ય ઉપાર્જન કરી તેમાથી જેટલુ દ્રવ્ય સ-ઠેકાણે સમજીને ખર્ચાય અને તે પણ જશ કીર્તિના લોભ વગર, તે ટલુજ લેખે સમજવુ

૭ પોતાનુ રળેલુ કે બાપદાદાનુ મળેલુ ધન પોતાનુ માની લેવુ, એ કરતા તેમાથી જેટલા અશે મમતા ઓછી કરી સ્વહસ્તે સ-દ્વ્યય થાય તેજ પોતાનુ લેખવુ યુક્ત છે

૮ વગર જરૂરના જમણવાર પ્રમુખ આડબરી કાર્ય કરવા ક-રતા સ્વપરનુ અધિકાધિક શ્રેય થાય તેવા અતિ અગત્યના સગીન કાર્ય કરવાજ લક્ષ રાખવુ

૯ એક કોડી માત્ર સાથે લઇ શકાય તેમ નથી વળી લક્ષ્મી પ્રમુખ આજે છે અને કાલે નથી, એમ વિચારી કૃપણતા દોષ દૂર કરી સ્વપર શ્રેયાર્થે સારે રસ્તે લક્ષ્મી પ્રમુખનો જીવતા જીવના સદ્વ્યય કરી લેવા ચૂકવું નહિ

૧૦ ઓછી આયવાળાએ મ્હોટી સપદાવતની સતકરણી દેખી સદા ખુશી થાવુ, તે પોતાનુ ભવિષ્ય સુધારવાનો ઉત્તમ ઉપાય છે નાહક મનમા ખેદ ન કરવો

૧૧. પુણ્યવંત સંતોષી જનોએ સીદાતા સ્વસાધર્મીઓને સુખી કરવા દરેક પ્રયત્ન કરવો.



# દિગ્ વિરમણવ્રત.

## ( પ્રથમ ગુણવ્રત. )

પૂર્વોક્ત પાંચ અણુવ્રતોને ગુણકારી જે ત્રણ ગુણવ્રત કહ્યાં છે તે માંહેલું પ્રથમ દિગ્વિરમણ વ્રત સેવન કરવા ઇચ્છનાર ગૃહસ્થે ચાર દિશા ચાર વિદિશા અને ઉર્ધ્વ અધઃ એમ દશે દિશે વ્યાપારાદિ નિમિત્તે જવા આવવાનો અમુક નિયમ બાંધવો જોઇએ. તેનો ચોક્સ નિયમ કરી ઉક્ત હદનું ઉલ્લંઘન કરવું નહિં. એટલે કે એક દિશાને સંક્ષેપી બીજી દિશાને વધારવી નહિં, એ વિગેરે તેના બધા અતિચાર વર્જવા.

હેતુ—પૂર્વે કહેવાઇ ગયું છે કે દરેક વ્રત નિયમ લેવાનો અંતરંગ હેતુ અહિંસા વ્રતની પુષ્ટિ માટેજ છે. જ્યાં ત્યાં કશી મર્યાદા વગર કેવળ મોહ મમતાને વશ ઠેકાણે ઠેકાણે હરાયા ઢોરની પેરે ભટકનાર અનેક જીવોનું ઉપમર્દન કરે છે. એવી રીતે કલ્પિત સ્વાર્થથી જીવોની થતી પારાવાર હિંસા અટકાવવી, એ આ વ્રતનું પ્રયોજન છે. પવિત્ર શાસનના હિત પ્રમુખ ઉત્તમ ઉદ્દેશથી ગમે તેટલે દૂર જવા આવવામાં ફાયદોજ સમાયેલો છે. તેથીજ મુનિજનો પ્રતિબંધ રહિત વિચરી શકે છે. તે વાત લક્ષમાં રાખી ઉક્ત વ્રતનો ખપ કરવો યુક્ત છે. ઉક્ત વ્રતને યથાવિધ આરાધનાર ભોગોપભોગ વિરમણ વ્રતને પણ સેવી શકે છે.



# ભોગોપભોગ વિરમણવ્રત.

## ( બીજુ ગુણવ્રત. )

ભોજન વિલેપન પ્રમુખ જે વસ્તુ એકજ વખત ઉપયોગમા લઇ શકાય પછી તે નકામી થઇ જાય તે ભોગ અને વસ્ત્ર, આભૂષણ, સ્ત્રી, ઘર પ્રમુખ જે વસ્તુઓ અનેક વખત ઉપયોગમા લઈ શકાય તે ઉપભોગ કહેવાય છે તે ગ ળ ધી બની શકે તેટલી મર્યાદા બાધી વર્તવું તે બીજુ ગુણવ્રત છે

**હેતુ**—ગમે તેવા અને ગમે તેટલા ભોગ ઉપભોગના સાધન મેળવી તેનુ સેવન કરતા જીવને તૃપ્તિ વળતી નથી તેથી નવનવા અધિકાધિક ભોગ ઉપભોગના સાધન મેળવવા સુખની ભ્રાંતિથી જીવ મથન કરે છે અને તેમ કરતા નાહક અનેકઅનપરાધીજીવોનો નાશ થાય છે તેથી અજ્ઞાન જન્યને તેની જીવ વિરાધના વર્જવા યોગ્ય છે અને તેટલા માટે ઉક્ત નન મ ળ ધી નિયમ અતિ આવશ્ય- છે

**સાર**—સુખે સ્વનિર્વાહ પૂર્વક ધર્મ સેવનવડે પરભવ ન બ ધી પા | હિત સધાય તેટલા માટે સમજ પૂર્વક ઉક્ત ભોગ ઉપભોગનો નિયમ -રી તે યથાવિધ આરાધવો યોગ્ય છે

ઉક્તવ્રતનુ આરાધન કરવા અર્થી જનોએ નીચે બતાવેલા નિયમો લક્ષમા રાખી કાળજી પૂર્વક તેનુ પાલન કરવુ યોગ્ય છે નિરંતર નીચેના ભોગોપભોગ ન મધી ૧૪ નિયમો લક્ષ પૂર્વ- ધારી તેનુ ઉલ્લંઘન ન થાય તેવુ લક્ષ રાખવુ

૧ સચિત્ત—બીજવાળા ફળ, ફુલ અને ધાન્ય પ્રમુખ (સપનિપક્વ) ખાવાનુ પ્રમાણ કરવુ

૨ દ્રવ્ય—જુદા જુદા સ્વાદનો અનુભવ થાય તેવા ખાવા પીવાના પદાર્થોનુ પ્રમાણ કરવુ

૩ વિગઈ—દૂધ, દહીં, ઘી, તેલ, ગોળ અને તળી તાવી ( કડાહ ) વિ ગેનુ બને તેનુ પ્રમાણ કરવુ

૪ ઉપાનહ—પગરખાં તથા મોજાં પ્રમુખ પગે પહેરવાનું બની શકે તેટલું પ્રમાણ કરવું.

૫ તંબોલ—પાન, સોપારી, એલચી, લવીંગ વિગેરે મુખવાસનું પ્રમાણ કરવું.

૬ વસ્ત્ર—પહેરવા ઓઢવા યોગ્ય વસ્ત્રો ઉપયોગમાં લેવાનું પ્રમાણ કરવું.

૭ કુસુમ—પુષ્પ, ફૂલેલ, અત્તર પ્રમુખ સુંઘવા યોગ્ય દ્રવ્યોનું પ્રમાણ કરવું.

૮ વાહન—ગાડી, ઘોડા, ઊંટ, વહાણ, રેલવે પ્રમુખ સ્વારીનું પ્રમાણ કરવું.

૯ શયન—જેના ઉપર બેસી કે સૂઇ શકાય તેવા પાટ, પલંગ, માચા, તળાઇ, ગાદી પ્રમુખનું પ્રમાણ કરવું.

૧૦ વિલેપન—ચંદન, બરાસ પ્રમુખ શરીરે ચોપડવા યોગ્ય દ્રવ્યોનું પ્રમાણ કરવું.

૧૧ બ્રહ્મચર્ય—મન વચન કાયાથી સર્વથા કે દેશથી દિવસે કે રાત્રે પાળવા નિયમ રાખવો.

૧૨ દિશિ—દિગ્ વિરમણ નામના છઠ્ઠા વ્રતમાં કરેલા નિયમનો અત્ર સંક્ષેપ કરવો.

૧૩ સ્નાન—આખા શરીરે સર્વ સ્નાન અને હાથ પગની શુદ્ધિરૂપ દેશ સ્નાનનું પ્રમાણ કરવું.

૧૪ ભક્ત—ભોજન (ખાનપાન) સંબંધી સુખે નિર્વાહ થાય તેટલું પ્રમાણ કરવું.

અભ્યાસ યોગે જેમ જેમ સંતોષવૃત્તિ વધતી જાય તેમ તેમ વસ્તુઓનો સંક્ષેપ કરવો. તેમજ આગળ કહેવામાં આવતા **પંદર કર્માદાન** પૈકી બધાનો કે બને તેટલાનો ખાસ ત્યાગ કરવો.

૧ ઈંગાલ કર્મ—ઇંટ, ચૂનો પ્રમુખ પકાવવા કરવી પડતી ભઠ્ઠીઓ પ્રમુખનો ( વ્યાપાર્થે ) ત્યાગ કરવો.

૨ વન કર્મ—ખેતી વાડી કરવાનો તેમજ વન કપાવવા સબંધ કન્ટ્રાક્ટ લેવાનો ત્યાગ કરવો

૩ સાડી કર્મ—રથ, ગાડી, રેકડા, સિગરામ પ્રમુખ તૈયાર કરાવી વેચવાનો ત્યાગ કરવો

૪ ભાડી કર્મ—પૂર્વોક્ત વસ્તુઓ તૈયાર કરાવી તેના ભાડા ખાવાનો ત્યાગ કરવો

૫ ફોડી કર્મ—દારૂ વિગેરે શસ્ત્રોની સહાયથી જમીનના પેટ ફોડવાનો ત્યાગ કરવો.

૬ દંત વાણિજ્ય—હાથીદાંત પ્રમુખ પાપ વ્યાપારનો ત્યાગ કરવો (કેમકે તેવા વ્યાપારથી તે નિમિત્તે મરાતા હાથી પ્રમુખ નીચ કાર્યને ઉત્તેજન મળે છે)

૭ લખ્ખ વાણિજ્ય—લાખ, ગુંદ પ્રમુખ પદાર્થો જેમા જંતુઓ ચોટી પડે તેવા વ્યાપારનો ત્યાગ કરવો.

૮ રસ વાણિજ્ય—મધ, માખણ, (ઘી, તેલ,ગોળ) પ્રમુખ રસ વ્યાપારનો ત્યાગ કરવો.

૯ વિષ વાણિજ્ય—અફીણ, વછનાગ પ્રમુખ ઝેરી વસ્તુઓના વ્યાપારનો ત્યાગ કરવો

૧૦ કેશ વાણિજ્ય—પશુ પંખીઓના વાળ, ઊન અને પીંછા વિગેરે વ્યાપારનો ત્યાગ કરવો.

૧૧ યંત્ર પીલણ કર્મ—મીલ, જીન, સંચા, પ્રમુખથી થતા મહા આરંભ વ્યાપારનો ત્યાગ કરવો.

૧૨ નિર્લાંછન કર્મ—ઘોડા બળદને ખાસી કરવાનો તથા જે કરવાથી બીજાને ત્રાસ ઉપજે તેનો ત્યાગ કરવો.

૧૩ દવ દાન-ખેતરમા કે વનમા કે કોઈના ગૃહાદિકમા અગ્નિ મૂકવા મૂકાવવાનો ત્યાગ કરવો

૧૪ સર દહ તલાવ શોષણ કર્મ—દ્રહ સરોવર કે તળાવના પાણી શોષણ કરવાનો ત્યાગ કરવો.

૧૫ અસતી પોષણ કર્મ—કોતક પ્રમુખથી ઘાતકી જાનવર કે નીચ મનુષ્યોને પાળવાનો ત્યાગ કરવો.

ઉક્ત કર્માદાન સંબંધી મહાપાપ વ્યાપારનો બનતાં સુધી સર્વથા પરિહાર કરી બીજા કોઈ નિર્દોષ યા વ્યાપારથી ન્યાય નીતિપૂર્વકજ આજીવિકા ચલાવવી ઉચિત છે. થોડા પણ ન્યાયયુક્ત દ્રવ્યથી જીવને પરિણામે જેવો ફાયદો થાય છે તેવો ફાયદો અન્યાય યુક્ત ઘણાં દ્રવ્યથી પણ થવો સંભવિત નથી, એમ સમ્યગ સમજી સ્વધર્મ મર્યાદાનું પાલન કરવા પૂરતું લક્ષ રાખવું યુક્ત છે. કેમકે પરમાર્થ દ્રષ્ટીથી જોતાં તો સમ્યગ્ જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ નિજ ગુણનોજ ભોગ કર્તવ્ય છે, એવી ઉત્તમ નિષ્ઠા રાખનાર અનર્થ દંડ વિરમણ વ્રતને પણ સુખે સેવી શકે છે.

## અનર્થ દંડ વિરમણવ્રત.

### ત્રીજું ગુણવ્રત.(૮)

જેમાં પોતાનો, પોતાના કુટુંબ પ્રમુખનો સ્વાર્થ—હિત હેતુ સમાયેલો ન હોય તેવાં નકામાં અનર્થકારક પાપ આચરણથી દંડાવુ, તે **અનર્થ દંડ** કહેવાયછે. તેવા અનર્થ દંડથી વિરમવું. એ સુજ્ઞ સદ્‌ગૃહસ્થોનું ઉચિત કર્તવ્ય છે.

હેતુ—અનર્થકારી પાપ ઉપદેશ, પાપ વિચાર અને પાપ આચરણવડે પોતે અવશ્ય અધોગતિ પામે છે એટલુંજ નહિ પણ તે અનર્થ પરંપરાથી અનેક મુગ્ધ જનોની પણ અધોગતિ થાય છે. તેથી તેનો પરિહાર કર્તવ્યજ છે.

**સાર**—જેમાં આપણું કે આપણી ઓલાદ વિગેરેનું કશું હિત સમાયેલું નજ હોય પણ ઉલટું પરિણામે અહિતજ હોય તે અનર્થજનક કાર્ય કરવું દીર્ઘદષ્ટિ કેમજ પસંદ કરે ? નજ કરે. તે તો પોતાથી બની શકે તેટલું સ્વપર હિત સાધવામાંજ સદાય સાવધાન રહે એજ ઉચિત છે

ઉક્ત વ્રતનુ પાલન કરવા ઇચ્છનાર સદ્ગૃહસ્થે નીચેની બાબતો વર્જવી ઉચિત છે

૧ જ્યા સ્વવીર્યવિનાશક કામ ચેષ્ટાનુ જ પ્રધાનપણુ હોય તેવા નાટક ચેટક

૨ જેમા ઉન્માર્ગ ઉપદેશ હોય જેથી જીવો અવળે રસ્તે દોરવાઇ જાય, તેવા પુસ્તક ભાષણ પ્રમુખ, નિષ્કારણ-નિષ્પ્રયોજન વાગ્જાળ-મુખકીવેડા-મિથ્યા જલ્પ

૩ વિદૂષકની પેરે લોકોને હસાવી મારવામા આવે એવા જલસા પ્રમુખ

૪ જેની સહાયથી અનેક અનપરાધી જનોનો સંહાર થાય તેવા શસ્ત્રાદિક

૫ માસ ભક્ષણ, મદિરાપાન, આખેટક કર્મ (શિકાર), જૂગાર, ચોરી, પરસ્ત્રીગમન અને વેશ્યાગમન પ્રમુખ અનિષ્ટ-ઉભયલોક વિરૂદ્ધ વ્યસનો, જેમા ફસાઇ પડવાથી પોતાના તથા પરના જાનમાલાદિકની ખુવારીજ થાય છે તે, તથા બાવીશ પ્રકારના અભક્ષ્ય અને બત્રીશ પ્રકારના અનતકાયનુ ભક્ષણ, જેથી નિષ્કારણ અનેક અદૃશ્ય જતુ પ્રમુખનો સંહાર થાય છે ઉક્ત એકાત અહિતકારી વસ્તુના ત્યાગ સાથે પૂર્વ શિષ્ટ પુરૂષોએ પ્રાણી વર્ગના હિતને માટે તે તે વ્રતના રક્ષણ માટે ઉપયોગી જાણી જેજે અતિચારો જણાવ્યા છે તે તે સૂક્ષ્મ બુદ્ધિથી જાણી વિચારીને તજવા અવશ્ય ખપ કરવો વગર કારણે દડાઇ દુર્ગતિમા પડાય તેમ ન કરવુ વળી જેથી સ્વવ્યવહાર સરલ થાય અને પરિણામે સુખે ધર્મ સાધન પણ સધાય તેવી ઉચિત પ્રવૃત્તિ સેવવા નિશદિન સુજ્ઞ જનોએ લક્ષ રાખ્યા કરવુ કેમકે પ્રાય શુભ સામગ્રીનો લાભ લહીને બની શકે તેટલો પરમાર્થ સાધી લેવો એજ સાર છે આવા ઉત્તમ લક્ષવાળા સજ્જનો આગળ કહેવાતા શિક્ષાવ્રતોને પણ સુખે સેવી શકે છે

# સામાયકવ્રત.

## ( પ્રથમ શિક્ષાવ્રત. )(૯)

**સમભાવ**—રાગ દ્વેષનો અભાવ અથવા સર્વ જીવ વર્ગ ઉપર સમાન ભાવવાળી બુદ્ધિનો અનુભવ જેમાં થાય, તેનું નામ પરમાર્થથી **સામાયક** કહેવાયછે. આવા ઉત્તમ લક્ષપૂર્વક પ્રતિદિન સામાયકનો અભ્યાસ કરવો યોગ્ય છે. **શ્રુત** સામાયક, **સમકિત** સામાયક, **દેશ-વિરતિ** સામાયક અને **સર્વવિરતિ** સામાયક, એમ સામાયક ચાર પ્રકારનાં કહેલાં છે. તેથી ઉત્તરોત્તર અધિકાધિક લાભ સંભવેછે. શ્રુતજ્ઞાનના પ્રભાવથી સ્વપર (જડ ચેતનનું) સ્વરૂપ યથાર્થ સમજી શકાયછે, અને તેથી પરવસ્તુ સાથે લાગેલી પ્રીતિનું બળ ઓછું થઇ આત્મબળ પ્રગટાવવાની ઇચ્છા વધતી જાય છે; જેથી અસ્થાને જોડેલી ખોટી શ્રદ્ધા દૂર થઇ શુદ્ધ દેવાદિક તત્ત્વમાં રૂચિ પ્રીતિ રૂપ શ્રદ્ધા પ્રગટ થાયછે.

એવી રીતે સમ્યગ્ જ્ઞાન અને શ્રદ્ધાના પ્રભાવથી વૈરાગ્ય વૃદ્ધિ પામતાં અનુક્રમે દેશ વિરતિ અને સર્વ વિરતિ રૂપ સામાયકનો પણ લાભ મળી શકે છે. સર્વ વિરતિ સામાયક જીવિત પર્યંતનું હોય છે અને દેશ વિરતિ સામાયક ઓછામાં ઓછું બે ઘડી પ્રમાણનું હોયછે. મતલબ કે વ્રતધારી શ્રાવકે પ્રતિદિન નિયમસર ઉક્ત સામાયકનું સેવન કરવું જોઇએ.

**હેતુ**—જ્યાંસુધી સામાયક આદરી શ્રાવક સમતા રસમાં ઝીલે છે ત્યાં સુધી તે સાધુ સમાન લેખાયછે. એટલા માટે-આત્માર્થી શ્રાવકે બને તેટલી વખત ઉક્ત સામાયક વ્રતનું સેવન કરવું જરૂરનું છે.

**રાગદ્વેષ**—કષાય યોગે જે જીવ ત્રિવિધ તાપથી તપેલા હોય તેમને આ **સામાયક વ્રતનું સેવન અમૃત સમાન શીતળતા આપે છે.** કેમકે તેમાં શત્રુ મિત્ર ઉપર અથવા સમસ્ત જીવો ઉપર સમાન ભાવ રાખવાથી રાગ, દ્વેષરૂપ દુષ્ટ વિકારો સહેજે શમી જાય છે.

સાર—એમ સૂક્ષ્મ બુદ્ધિથી સમજી ઉક્ત સામાયક વ્રતનુ પ્રતિ દિન નિયમસર સેવન કરવા સતત પ્રયત્ન કરવો ઉચિત છે કહ્યુ છે કે કોઇએક ગૃહસ્થ લાખો ગમે ખાડી જેટલુ સુવર્ણનુ દાન દે, તોપણુ તે રાગ દ્વેષાદિક વિકારને શમાવી દેનાર ઉત્તમ સામાયક વ્રત પાલનારની તોલે આવી શકે નહિં દાનાદિક ધર્મકરણી જો મદ રહિત નમ્ર ભાવે પરમાર્થ બુદ્ધિથી કરવામા આવે તોજ કલ્યાણકારી થઈ શકે છે સામાયકનુ સ્વરૂપ સમજી ઉક્ત વ્રતનુ પાલન કરનારે સુખ-દુઃખ, માન-અપમાન, તેમજ સ્વજન-પરજન ઉપર સર્વત્ર સમભાવ રાખતા શિખવુ જોઈએ સમવૃત્તિથી ચલાયમાન કરવા કોઈ દેવાદિક ગમે તેટલા ઉપાય કરે તોપણુ તેથી ડગવુ ન જોઇએ એવીજ રીતે આગળના શિક્ષાવ્રત પૈકી દેશાવગાસિક અને પોષધમા અખડ સ્થિરતા-સમભાવ રાખવા આશ્રી પૂરતુ લક્ષ રાખવુ સામાયક વ્રતને યથાવિધ આરાધવા ઇચ્છનારે નીચે લખેલી શિખામણો લક્ષમા રાખી તેનો પૂરતો અમલ કરવા સતત પ્રયત્ન કરવો

૧ સામાયક લેતા દેવ ગુરૂ સાક્ષીએ મન વચન અને કાયાથી પાપ વ્યાપાર તજવા જે પ્રતિજ્ઞા કરવામા આવે છે તે બરાબર લક્ષમા રાખી તેમા કોઇ રીતે સ્ખલના ન આવે તેવી પૂરતી કાળજી રાખવી

૨ જ્ઞાન, ધ્યાન, પ્રમુખ, જેના આલબનથી મન વિશેષે કરી સ્થિર રહે, તે આલબન સામાયક સમયે અધિકપણે સેવવા ચીવટ રાખવી

૩ એક પળ પણુ નકામી વિકથા પ્રમુખ પ્રમાદ સેવવામા ગમાવવી નહિ

૪ સામાયક સખ્યા તરફ વધારે લક્ષ નહિ રાખતા ઉક્ત સામાયક જેમ અધિક સ્થિરતા પૂર્વક શુદ્ધ થાય તેમ તે સામાયકના ગુણુ તરફજ લક્ષ રાખવુ.

૫ સદ્ગુરૂની સમીપેજ સામાયક કરવાનો જોગ ન બને ત્યારે ઉત્તમ ગુરૂના ગુણનો જેમા આરોપ કરવામા આવેલ હોય તેવા

સ્થાપનાચાર્ય સન્મુખ રાખી તેમની અસલ નિશ્ચળપણે સ્વકર્તવ્ય કર્મ કરવું.

૬ જ્ઞાન, દર્શન અને ચારિત્ર પ્રમુખ આત્માના સ્વભાવિક ગુણજ છે, એમ નિશ્ચય ધારી રાખી તે ને સદ્ગુણો પ્રગટ પ્રાપ્ત કરવા ઉક્ત વ્રતનું યથાશક્તિ પાલન કરવા સદાય ખપ કર્યા કરવો.

શુદ્ધ નિષ્ઠાથી સામાયક વ્રતનું સેવન કરનાર દેશાવગાસિક અને પોષધાદિક વ્રતને પણ આરાધવા ભાગ્યશાળી બની શકે છે.



## દેશાવગાસિક વ્રત.

### (બીજું શિક્ષાવ્રત.) ૧૦

છઠ્ઠા દિગ્વિરમણ નામના પહેલા ગુણવ્રતમાં દેશપ્રદેશ સર્વત્ર ફરવા હરવા માટે રાખેલી વધારે છૂટ આ વ્રતમાં સંક્ષેપી લેવામાં આવે છે. તેમજ બીજા ગુણવ્રતમા જણાવવામાં આવેલી ૧૪ નિયમોની યાદીનો આ વ્રતમાં યથાર્થ ઉપયોગ કરવામા આવે છે. અને એવો નિયમ બેઘડીથી માંડી પ્રહર, દિવસ, માસ કે વર્ષ પર્યંત પણ ધારી શકાય છે. તેમાં ઘણો લાભ રહેલો છે.

હેતુ—જેમ સર્પ કે વીંછીનું ચડેલું વિષ મંત્ર પ્રમુખના બળથી ઉતારી અમુક ભાગમાં આણી દેવામા આવે છે, તેથી બીજો બધો ભાગ નિર્વિષ બની જાયછે, તેવી રીતે મોકળાં મન, વચન અને કાયાથી થતી અનેક પ્રકારની પાપ ક્રિયાની રાવી આ વ્રતના પ્રભાવથી રોકી દેવામાં આવેછે,તેથી બહુ ભાગે સાગતી પાપ ક્રિયાનો રોધ થઇ જાય છે. માટે ધર્માર્થી જનોએ ઉક્ત વ્રતનું સેવન કરવું બહુ જરૂરનું છે.

**સાર**—આ માનવદેહ પ્રમુખ શુભ સામગ્રીનો જોગ મળવાનો સાર એ છે કે સ્વબુદ્ધિબળથી હિતાહિત, તત્ત્વાતત્ત્વ, ઉચિતાનુચિત પ્રમુખનો સારી રીતે વિચાર કરી સ્વપરહિતકારી તત્ત્વનો સ્વીકાર કરવો અને સ્વપર અહિતકારી અનુચિત માર્ગનો ત્યાગ કરવો. જે ભવ્ય જનો આવી શુભ તક પામીને સ્વહિતાહિતનો પૂરતો ખ્યાલ કરી હિત

# પોષધવ્રત.

## ( ત્રીજું શિક્ષાવ્રત. )૧૧

જે શુભ કરણીથી જ્ઞાન દર્શન અને ચારિત્ર પ્રમુખ આત્માના સ્વભાવિક ગુણોને પુષ્ટિ મળે તેતે સદ્‌ગુણોની સારી ખીલવણી થાય તેને તત્ત્વ જ્ઞાની પુરૂષો **પોષધ** કહે છે. એવી આત્મ પુષ્ટિ કરવાનું અતિ ઉત્તમ કામ સુસાધુ પુરૂષો સદાય કર્યા કરેછે. તેવી ઉત્તમ કરણી બની શકે તો સદાય કરવી યોગ્ય છે, પરંતુ વ્યવહારની ઉપાધિઓને લીધે ગૃહસ્થોથી સદાય તેમ બની ન શકે એ સુસંભવિત હોવાથી દરેક અષ્ટમી, ચતુર્દશી પ્રમુખ પર્વ દિવસે સુશ્રાવકે તે અવશ્ય કર્તવ્ય છે. દેશથી અને સર્વથી ઉક્ત પોષધ વ્રતના ચ્યાર પ્રકાર કહેલા છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | દેશથી ( અમુક અંશે ) | અને સર્વથી | આહાર ( ખાન પાન ) ત્યાગરૂપ પોષધ. | | |
| ૨ | ,, | ,, | ,, | શરીર સત્કાર ( દેહશોભા ) ત્યાગરૂપ | ,, |
| ૩ | ,, | ,, | ,, | બ્રહ્મચર્ય ( નિર્મળશીલ ) પાળવા રૂપ | ,, |
| ૪ | ,, | ,, | ,, | પાપ વ્યાપાર... ... ...તજવા રૂપ | ,, |

ઉક્ત ચ્યારે પ્રકારના પોષધ એકી સાથે ઉક્ત પર્વ દિવસે નિયમિત વખતે વિધિ પૂર્વક આદરી તેનો અખંડ નિર્વાહ ગમે તેવા વિષમ સંયોગોમાં પણ કરવો, એ શ્રાવકનું ત્રીજું શિક્ષાવ્રત છે. તેમાં આહાર પાણીનો સર્વથા ત્યાગ કરી ન શકે તે પ્રાસુક (અચેત) જળનુંજ પાન કરે, તેમ પણ બની ન શકે તો છ વિગયોનો જેમાં સર્વથા ત્યાગ કરવો જોઈએ તેવું આયંબિલ કરે અથવા છેવટે નીવી કે એકાશન (એકજ વખત ઉચિત ભોજન) પણ કરી શકે, તે દેશ થકી આહાર ત્યાગ રૂપ પોષધ કહેવાય છે. અને સર્વ પ્રકારના આહાર પાણીનો સર્વથા ત્યાગ કરી આત્મ સાધનમાંજ લીન થાવું, તે સર્વ પોષધ છે. બાકીના ત્રણ પ્રકારના પોષધનું તો તેની સાથે સર્વથા પાલન કરવામાં આવે છે. ઉક્ત પોષધ વ્રત યોગે બહુધા બીજી ઘણી ઉપાધિ છૂટી જવાથી આત્માના સ્વભાવિક જ્ઞાનાદિક ઉત્તમ ગુણોનું પોષણ કરવા ભણીજ ભવ્ય જનોનું લક્ષ સહેજે ખેંચાય છે અને એજ ખરૂં કર્તવ્ય છે.

**હેતુ—** જીવની અનાદિ વિષય વાસના ઓછી કરવા આ વ્રતનુ યથાવિધિ પાલન અતિ ઉપયોગી છે તેના દ્રઢ અભ્યાસથી અનાદિ વિષય વાસના બહુધા ક્ષીણ થઇ જાય છે

**સાર—** એમ સમજી સતોષી શ્રાવકોએ અષ્ટમી, ચતુર્દશી પ્રમુખ પર્વ દિવસે તો જરૂર પોષધ વ્રત અગીકાર કરી તેને યથાર્થ રીતે પાળવા સતત ઉદ્યમ કરવો જોઇએ **આનદ, કામદેવ પ્રમુખ** ઉત્તમ શ્રાવકોએ ઉક્ત વ્રતનુ એવુ યથાર્થ પાલન કરેલુ છે કે તેમના તે વ્રતની શ્રી વીર પરમાત્માએ સ્વય સ્વમુખે પ્રશસા કરી છે પ્રાત સ્મરણીય તે મહાનુભાવોનુ દૃષ્ટાત લક્ષમા રાખી સજ્જન પુરૂષોએ ઉક્ત વ્રતને યથાસ્થિત પાળવા પરતી કાળજી રાખવી ઉચિત છે પોષધ વ્રતનુ આરાધન કરવા ઇચ્છનારે નીચે ટાંકેલી વાત લક્ષમા રાખવી

૧ ઉક્ત પોષધ વ્રત સદ્ગુરૂ સમીપે (સદ્ગુરૂનો જોગ ન હોય તો સ્થાપનાચાર્ય સમીપે) જેમ બને તેમ વેલાસર સર્વ ઉપાધિને ટાળી નિશ્ચિતપણે ચ્યાર પ્રહર કે આઠ પ્રહર પર્યત (શકિત અનુસારે) અગીકાર કરી વિકથાદિક સર્વ પ્રમાદ તજીને જ્ઞાન ધ્યાનમાજ તત્પર થઇ રહેવુ

૨ પોષધનો નિયમિત સમય પૂર્ણ થાય ત્યા સુધી ચિત્તની સ્વસ્થતા સ્થિરતા સારી રીતે જળવાઈ રહે તેવા ઉત્તમ આલબન સેવ્યા કરવા.

૩ ઉક્ત વ્રતની અવધિસુધી કોઈ કુવિકલ્પ ન આવે તેવી કાળજી રાખવી. કદાચ કોઇ કુવિકલ્પ આવ્યો તો સદ્ વિચારથી તેને તરત દૂર કરી દેવો

૪ જેનાથી પૂર્વોક્ત ચ્યારે પ્રકારનો પોષધ એકી સાથે નીયમસર બની શકે તેવા સયોગ ન હોય તેણે તે દરેક પ્રકારમ થી સુખે બની શકે તેવા ગમે તે પ્રકારને પણ યથાશક્તિ પાળવા ચુકવુ નહિ એટલે કે જ્યારે ઉક્ત પોષધ વ્રત સપૂર્ણ રીતે પાળી શકાય તેવી સ્થિતિ ન જણાય ત્યારે પણ યથાશક્તિ તપ, શીલ પ્રમુખ બની શકે તે બનાવીને આત્મ ગુણનુ પોષણ કરવા ચુકવુ નહિ વળી તે ચ્યાર પ્રકારમાથી

ગમે તે અને ગમે તેટલા પ્રમાણમાં સ્વશક્તિ અને ઉત્સાહના પ્રમાણમાં દેશથી કે સર્વથી અનુક્રમતાએ પૌષધનો અભ્યાસ કરવો સુલભ પણ છે. ઘણું કરીને એ નિયમને અનુસરી જેમ કેટલાક ભવ્ય જનો બીજ, પંચમી, અષ્ટમી, એકાદશી, ચતુર્દશી અને પૂર્ણિમા-અમાવાસ્યા યોગે યથાશક્તિ તપ કરી અચેત ખાન પાનનો ત્યાગ કરે છે, સામાયક દેશાવગાસિક પ્રમુખનું સેવન કરે છે, પાપ આરંભનો ત્યાગ કરે છે અને મૈથુન ક્રીડા–કામભોગનો પણ બનતાં સુધી પરીહાર કરે છે, તેમ સહુ ગુણ ભાઇ બ્હેનોએ સ્વહિત સમજીને યથાશક્તિ તે દિશામાં ઉદ્યમ કરવો.

૫ જેનાથી દૈવયોગે તેમાંથી કશું બની શકતું ન હોય તેમણે જે ભવ્યજનો ઉક્ત દિશામાં યથાશક્તિ ઉદ્યમ કરતા હોય તેમને બનતી સહાય–ઉત્તેજન આપવું, તેમનાં સદ્વર્તનની અનુમોદના કરવી અને તેવી રૂડી ભાવના રાખવી; પરંતુ કદાપિ પણ તેમની નિંદા કે હેલના કરવા પ્રવૃત્ત થાવું નહિં.

આ રીતે સદાય સાવધાન રહેનાર સદ્ગૃહસ્થ અતિથિ સંવિભાગ વ્રતનું પણ આરાધન કરવા ભાગ્યશાળી થઇ શકે છે.



# અતિથિ સંવિભાગ વ્રત.

## ( ચતુર્થ શિક્ષાવ્રત. ) ૧૨

અતિથિ એટલે જેને આત્મ સાધન કરવામાં બીલકુલ આળસ નથી. સદાય સાવધાનપણે સ્વપર હિત સાધવામાંજ જે ઉજમાળ રહે-છે તેવા મહાત્મા મુનિજનોને નિર્દોષ આહાર પાણી ભક્તિભાવથી આપીને પછી પોતે જમવું, તેનું નામ અતિથિ સંવિભાગ કહેવાય છે. ઘણું કરીને એ પ્રમાણે બની શકે તો સદાય એ વ્રત સેવવા યોગ્ય છે પણ તેમ બની ન શકે એવું હોય તો પૂર્વોક્ત પૌષધ વ્રતના પારણે તેં અવશ્ય કર્તવ્ય છે. કદાચ તેવા મહાત્મા-મુનિવરનો જોગ ન મળે તો

સ્વસાધર્મી બંધુઓની સેવા ભક્તિ કરવા પોતાથી બનતું કર્યું હતું. તે ઉદાર પ્રવૃત્તિ અદ્યાપિ પર્યંત અવિચ્છિન્ન ચાલી આવતી જણાય છે. તો પણ તેમાં ઘણા ભાગે જોઇએ તેવા તત્ત્વજ્ઞાન-વિવેકની ખામીથી ઘણો બધો સુધારો કરવાની જરૂર છે. જે સ્વધર્મી બંધુઓ ધંધા-રોજગારે ઘસાઇ ગયા હોય તેમને ઉદારતાથી યોગ્ય આશ્વાસન આપી સારી લાઇન ઉપર ચઢાવવા સ્વ બુદ્ધિબળ વાપરવું બહુજ જરૂરનું છે. વર્તમાન કાળના કફોડા સંયોગો જોતાં વિવેકથી સ્વધર્મી બંધુઓને સહાય કરવામાં એટલે વ્યવહારમાં સુખી થઇ તેઓ પવિત્ર ધર્મનું પ્રેમથી સેવન કરી શકે તેમ સુયોજના કરવામાં પોતાના તન મન ધનનો સદુપયોગ કરવો બહુજ જરૂરનો છે. જો પોતાના સાધર્મી બંધુઓ સહુ વાતે સુખી હશે તો પવિત્ર જિન શાસનનો ઘણોજ ઉદ્યોત વર્તાશે, એ વાત લક્ષમાં રાખી ઉક્ત ઉત્તમ વ્રતનું પાલન કરવા યથા શક્તિ પ્રયત્ન કરવો ઉચિત છે.

ઉક્ત વ્રતને યથાવિધ આરાધવા ઇચ્છનારે નીચેની શિખામણો લક્ષમાં રાખવી.

૧ વીતરાગ પ્રભુની પવિત્ર આજ્ઞા પાળવા પૂરતું લક્ષ રાખનારા મહાત્મા મુનીશ્વરોજ 'અતિથિ' કહેવાય છે. અને એવા મહાત્માઓને ઉદાર ભક્તિથી નિર્દોષ અન્ન પાન, વસ્ત્ર, પાત્ર, ઔષધ ભેષજ, તેમજ તેમને વસવા માટે અનુકૂળ સ્થાન પ્રમુખ આપવાં તેજ સુપાત્ર દાન કહેવાય છે. તેવા સુપાત્રનો લાભ મળે તે આપણાં અહોભાગ્યનીજ નિશાની સમજવી. સહુ કોઇને એવો ઉત્તમ લાભ સુલભ નથી.

૨ ઉત્તમ અતિથિ યોગ્ય ઉંચા પ્રકારની રહેણી જેનાથી પાળી શકાતી ન હોય તેથી જેઓ પોતાનામાં ગુણની ન્યૂનતા જોઇ ઉત્તમ મુનિજનોની ખરા દીલથી પ્રશંસા કરતા હોય તેમજ યથાશક્તિ પોતે પણ સંયમનો ખપ કરતા હોય અને શુદ્ધ માર્ગ ભવ્યજનોને બતાવતા હોય તેવા સાધુ જનોનો અનાદર નહિં કરતાં તેમનાં શુભ પરિણામ તરફ લક્ષ રાખી પવિત્ર શાસનના હિતની ખાતર તેમને પણ આદર સહિત પ્રાસુક આહાર પાણી પ્રમુખ આપી પોષવામાં હિતજ સમાયેલું સમજવું.

૩ જેઓ પોતાનામાં ગુણનો ગંધ પણ નહિ છતાં મહગુણી ઉત્તમ સાધુજનોની નિંદા, હેલના પ્રમુખ કરવામાંજ બડાઈ માનતા હોય તેમજ સ્વાર્થવશ મુગ્ધ જનોને ઉન્માર્ગ દેશના દઇ અવળે રસ્તે દોરી જતા હોય તેવા વીતરાગ આજ્ઞાના લોપક કેવળ નામધારી સાધુને કદાપિ સુપાત્ર લેખવા નહિં તેમને પોષવા તે અમતી પોષણ તુલ્યજ સમજવું તેવા વેષ વિડંબક સાધુ કરતાં નિષ્કપટપણે શ્રાવક યોગ્ય વ્રત અંગીકાર કરી જે તેનું યથાવિધિ પાલન કરે તે કોટિગણું લાભદાયક અને વખાણવા યોગ્ય છે નિર્દંભ વ્રતાચરણથીજ શાસનની ઉન્નતિ છે તે વગર ખોટા દમામથી લોકોમાં પૂજાવા મનાવા માટે કે સ્વાર્થવશ લોકરંજન અર્થે સાધુનો ઉત્તમ વેષ-મુદ્રાધારી મુગ્ધજનોને ધર્મના બાને ઠગવાથી તો સ્વપરને સંસાર વૃદ્ધિરૂપ અનર્થ રૂજ થાય છે, તેથી તેવું કાર્ય અત્યંત નિંદ્ય છે એમ સમજી સૂક્ષ્મ બુદ્ધિથી બનતી તપાસ કરી તેવા દંભી જનોના પાસલામાં પડતા સ્વપરનો બચાવ કરવો એજ શ્રેયસ્કર છે પવિત્ર શાસનની રક્ષા કે ઉન્નત્તિનો એજ ઉત્તમ અભીષ્ટ માર્ગ જણાય છે

૪ દીન દુખી અનાથ, જેમને દેખી સહેજે દયાળુ માણસોને દયા આવ્યા વગર રહેજ નહિ તેમને યથાશક્તિ ઉચિત સહાય કરવાનો શાસ્ત્રકારોએ નિષેધ કરેલો નથીજ એટલુંજ નહિ પરંતુ દીન દુખી અનાથને દેખી તેમના દુખ દૂર કરવા યથાશક્તિ ઉદ્યમ મૈત્રવારૂપ અનુકંપા બુદ્ધિને તો શાસ્ત્રકારોએ સમકિતનું ખાસ લક્ષણજ કહેલું છે

૫ સુસાધુ જનોની બની શકે તેટલી તેમની અનુકૂળતા અનુસારે સેવા ભક્ત ન્વક્તવ્ય સમજીનેજ કરવી તેમાં આપણે કોઇના ઉપકાર કરતા નથી એમ સમજી રાખવું તથા તેમની કોઇ રીતે આશાતના કરવી નહિં આશાતનાથી સદંતર દૂર જ રહેવું કેમકે કહ્યું છે કે "સુનરાજ ! બની શકે તેટલી આરાધના કરવી પણ વિરાધના તો કરવીજ નહિં" ઉત્તમ પુરૂષોની આશાતના કરવાનું મહા પાપ કદાપિ વ્હોરવું નહિં

૬ સર્વ દાન કરતાં ઉત્તમ પ્રકારના જ્ઞાન દર્શન અને ચારિત્ર

પ્રમુખ સદ્ગુણોની ખીલવણી થાય તેવી હૃદયની કેળવણીમાં ઉત્તેજન આપવું, તે સર્વોત્તમ દાન પરમાર્થથી કહી શકાય તેમ છે.

૭ મુનિજનોને જે નિર્દોષ અન્ન પાનાદિકનું ઉદાર દીલથી દાન દેવામાં મહા લાભ જણાવ્યો છે તે પણ તેમના જ્ઞાનાદિક સદ્ગુણોને તેથી જોઇતું પોષણ મળે તેવા ઉચ્ચ આશયથીજ સમજવો.

૮ જેમ શાસનના શણગારરૂપ સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાઓનાં હૃદય સુબોધ થાય, તેમની સ્વધર્મ શ્રદ્ધા સુદૃઢ થાય, તેમજ તેમનું વર્તન બહુજ ઉંચા પ્રકારનું અન્ય જનોને પણ અનુકરણ કરવા યોગ્ય થાય, એવા પ્રકારની અત્યંત હિતકારી અને પવિત્ર જિન-શાસનને ઉન્નતિના ઉંચા શિખરે ચઢાવી દેનારી સંગીન યોજના તન મન અને ધનથી કરવા, કરાવવા એટલે તેવાં પરમ પવિત્ર સત્-કાર્યમાં આપ આપણાથી બની શકે તેટલી સહાનુભૂતિ ( સહાય ) આપવી તેના કરતાં ઉત્કૃષ્ટ દાન બીજું કયું હોઇ શકે ? તે વિચારવું જોઇએ.

૯ જ્યારે માન, પાન વિગેરેની લખલુંટ મૂકી કેવળ શાસન રસિક બની તમામ ભવ્યજનોને પવિત્ર શાસનના રસિક બનાવવાના અતિ ઉત્તમ ઉદ્દેશથી સુસાધુજનો તેમજ સુશ્રાવકજનો નિઃસ્વાર્થપણે **આત્માર્પણ** કરશે ત્યારેજ આપણે પવિત્ર જિનશાસનની જાહો-જલાલી પુનઃ જોવા ભાગ્યશાળી થઈ શકીશું.

ઇતિશમ્.

વ્રત સ્વરૂપ સમાપ્ત.





# દરેક સુજ્ઞ ભાઇ બ્હેન સુખે આદરી પાળી શકે એવાં સમકિત સહિત બાર વ્રતની સંક્ષિપ્ત ટીપ.

## સમકિત.




રાગ દ્વેષાદિક દોષથકી સંપૂર્ણ મુક્ત થયેલા સર્વજ્ઞ સર્વદર્શી **અરિહંત પરમાત્માનેજ શુદ્ધ દેવ માનુ** અને જગત્ માત્રને પાવન કરનારા તેમના પવિત્ર નામ, સ્થાપના (પ્રતિમા) દ્રવ્ય અને ભાવનુ સદાય રટન કરૂં, નિરંતર અમુક વખત ચોખ્ખાઈ રાખી શ્રીજિન મંદિરે જઈ ત્યાં સ્થિર ચિત્ત રાખી પ્રભુના અદ્દભૂત જ્ઞાન, ક્ષમા, ગંભીરતા પ્રમુખ ઉત્તમોત્તમ ગુણ સંભારી મારા આત્મામાં તેવાજ ગુણો પ્રગટાવવા નિમિત્તે પ્રભુનાં દર્શન પૂજા અને ચૈત્યવંદન કરૂં, અથવા નવકાર મહામંત્રનો સ્થિર ઉપયોગ રાખી ૧૦૮ વાર જાપ કરૂં.

૨ શ્રી જિનેશ્વર ભગવાનની આજ્ઞા અનુસારે જ્ઞાન વૈરાગ્ય યોગવાથી સદ્દગુરૂ સમીપે જઈ જેમણે મેરૂ પર્વત જેવા ભારે પાંચ મહાવ્રત ઉચ્ચરેલા છે, અને તે મહાવ્રતોને જે રૂડી રીતે ગુરૂમહારાજની આજ્ઞામાં રહીને પાળે છે, કંચન કામનીથી જે સદાય દૂર રહે છે, જયણાથી સઘળી સંયમકરણી સાધે છે અને ભવ્ય જનોને સારો બોધ આપી સુધારે છે, તેવા મુનિ મહાત્માનેજ શુદ્ધ ગુરૂ માનુ અને પ્રતિદિન જોગ હોય ત્યાં સુધી તેમને શુદ્ધ ભાવથી વંદન કરી તેમના અમૃત વચનનું પાન કરૂં

૩ સદ્દગુરૂની અમૃત તુલ્ય વાણી સાંભળી મારી છતી શકિત ગોપવ્યા વગર બની શકે તેટલી ગૃહસ્થ યોગ્ય ધર્મકરણી કરવા નિરંતર ખપ કરૂં. દાન, શીલ, તપ અને ભાવના રૂપ ધર્મની શ્રદ્ધા રાખી યથાશકિત તેનો આદર કરૂં. સમ્યગ્ જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપ શુદ્ધ ધર્મનો મને યથાર્થ બોધ થાય, તેની યથાર્થ પ્રતીતિ થાય અને અનુક્રમે તેની પ્રગટ પ્રાપ્તિ થાય તેવા લક્ષથી સદ્દગુરૂની આજ્ઞાને આધીન રહી તેમણે આત્મ–કલ્યાણાર્થે આપેલી રૂડી શિખામણને ધ્યાનમાં રાખી કાળજીથી અનુસરૂં. પ્રમાદવશપણાથી તેમાં ભૂલ પડે તો ગુરૂમહારાજને નિષ્કપટપણે નિવેદન કરી, ક્ષમા માગી, ફરી તેવી ભૂલ ન કરવા વિશેષે કાળજી રાખું. તેમની પવિત્ર આજ્ઞાનુસાર પ્રતિવર્ષ શ્રી શત્રુંજયાદિક તીર્થની યાત્રાદિક કરૂં અને આશાતનાદિક દોષને ટાળી, દેવ ગુરૂ સંઘ–સાધર્મિકની ભક્તિનો બની શકે તેટલો લાભ લઉં, અને વ્રત—પચ્ચખ્ખાણનો ભાવ રાખું.

---

## પ્રાણાતિપાત વિરમણ વ્રત.

### (પ્રથમ અણુવ્રત.) ૧

૧ મરણાદિક મહાભયથી પ્રગટપણે કંપતા–ત્રાસ પામતા કોઈ પણ નિરપરાધી જીવને કંઈ પણ પ્રબળ કારણ વગર તેના પ્રાણ નીકળી જાય તેમ જાણી બુઝીને મારાં મન વચન અને કાયાથી હું જાતે હણું નહિં તેમજ અન્ય કને હણાવું નહિં.

૨ માંસ, દારૂ, શિકાર ( મધ, માંખણ, રાત્રી ભોજન પ્રમુખ અભક્ષ્ય અને ડુંગળી, લસણ, ગાજર પ્રમુખ જમીન કંદ વગેરે અનંતકાય ભક્ષણ કરવા) નો ત્યાગ કરૂં.

---

## મૃષાવાદ વિરમણ વ્રત.

### (બીજુ અણુવ્રત) ૨

૧ જેથી સામાનું જીવિત ધૂળ મળે ( નકામું થઈ જાય ) તેવું લાકડે માકડું વળગાડવા જેવું કેવળ મિથ્યા ભાષણ-પુત્ર પુત્રીના વિવાહ જોડવા માટે મૃષાવાદ ( કન્યાલીક ) વર્જું

૨ જેથી વેર ઝેર વધે, કલેશ વઢવાડ કે મારામારી થાય તેવું મિથ્યા ભાષણ, પારકી જમીન ઉપર પોતાનો કે પોતાના સંબંધીનો હક સ્થાપવા હડહડતું જૂઠ (ભૂમ્યલીક) વર્જું

૩ જેથી પરિણામે કલેશ ઉપજે એવું મિથ્યા ભાષણ પશુઓની લેવડ દેવડ સંબંધે (ગવાલીક) વર્જું

૪ ઇન્સાફની કોર્ટમાં, કે પંચમાં કોઈની દાક્ષિણ્યતાથી કે પોતાના કલ્પિત સ્વાર્થથી (લાંચ વિગેરે લઈને) ખોટી (કુડી) સાક્ષી (ગવાઈ) ન ભરૂં

૫ કેવળ કૃત્રિમ (ખોટાં) દસ્તાવેજ વિગેરે ઘડી કાઢી કોઈની ઉપર આફત આવી પડે તેવું અનાચરણ હું નહિ કરૂં

૬ જેનાથી બહુ ભવભ્રમણ કરવું પડે તેવું શાસ્ત્ર વિરૂદ્ધ વચન જાણી જોઈને હું નહિ બોલું પ્રમાદ વશ બોલાયું હોય તેની ખબર પડતાં તરત માફી માગું

---

## અદત્તાદાન વિરમણ વ્રત.

### (ત્રીજુ અણુવ્રત) ૩

૧ કોઈનું ખાતર પાડી કે ગજવું કાપી કે વાટ પાડી (લુંટફાટ કરી) કે તેવીજ બીજી રીતે પરાયું ધન હું જાતે હરી લઉં નહિ તેમજ બીજાને તેમ કરવા મદદ કે સહાય આપું નહિ

૨ જેથી ચોરીનો માલ સસ્તા ભાવે આપવા આવે તો તે જાણી જોઈને ગ્રહું નહિ તેમજ એવાં અનીતિના કાર્ય કરવા કોઈને મદદ આપું નહિ

૩ દાણચોરી એટલે જે વ્યાપાર લાયક વસ્તુ ઉપર મહેસુલ લાગતું હોય તે છુપાવું નહિં. તેમજ બીજાને પણ તેવી ખોટી સલાહ આપું નહિં.

૪ કોઇની નાઠી, પડી કે વિસરી ગયેલી વસ્તુ ખોટી બુદ્ધિથી લઉં નહિં.

૫ કોઈની થાપણ ઓળવું નહિં તેમજ તેવો બીજો વિશ્વાસ-ઘાત કરૂં નહિં.

૬ જ્યાંસુધી બને ત્યાંસુધી લેવડ દેવડમાં બરાબર પ્રમાણિકપણું રાખું.

૭ ગફલતથી કોઇનું કંઇ આવી ગયું હોય તે જાહેર કરી મૂળ ધણીને સોંપી દઉં.

---

## સ્વદારા સંતોષ યા સ્થૂલ મૈથુન વિરમણ વ્રત.

( ચતુર્થ અણુવ્રત. ) ૪

૧ સ્વસ્ત્રી કે સ્વપતિ શિવાય દેવ, મનુષ્ય કે તિર્યંચ સંબંધી વિષય ભોગનો સર્વથા ત્યાગ કરૂં. દેવ સંબંધી ૨×૩. તિર્યંચ સંબંધી ૧×૩. અને મનુષ્ય સંબંધી ૧×૧. એટલે દેવ અને તિર્યંચ સંબંધી વિષય ભોગનો મન વચન અને કાયાથી અને મનુષ્ય સંબંધી વિષય ભોગનો કાયા માત્રથી ત્યાગ કરૂં અને મન વચનની શુદ્ધિ રાખવા ઘટતો પ્રયત્ન જારી રાખું.

૨ ઉક્ત શીલ વ્રતને ભાવભૂષણ યા અલંકારરૂપ સમજી યત્નથી સાચવું.

૩ સ્વસ્ત્રી કે સ્વપતિમાં પણ અધિક સંતોષ રાખી વિષય તૃષ્ણા તજવા વધારે ખપ કરૂં. સ્વવીર્યનું રક્ષણ કરી તેનો ધર્મ સાધનમાં અનતો ઉપયોગ કરૂં.

૪ હસ્તક્રિયા કે કુદરત વિરૂદ્ધ વર્તનથી કદાપિ સ્વ વીર્યનો વિનાશ ન કરૂં.

૫ શીલની વાડો સાચવવા ઘટતો પ્રયત્ન કરૂં

---

## પરિગ્રહ પ્રમાણ વ્રત.

### (પાંચમું અણુવ્રત) ૫

ધન, ધાન્ય, ક્ષેત્ર, વાસ્તુ, સોનું, રૂપું, અન્ય ધાતુ, દાસદાસી અને ગાય, બેલ, હાથી, ઘોડા પ્રમુખ ચતુષ્પદ, એમ નવ પ્રકારના બાહ્ય પરિગ્રહનું જૂદું જૂદું પ્રમાણ બાંધું તેમ બની ન શકે તો તેમનું સમુચ્ચયે અમુક ચોક્કસ પ્રમાણ કરી તેથી અધિક દ્રવ્યની પ્રાપ્તિ થતાં તત્કાળ તેનો સદુપયોગ પરમાર્થ માર્ગે કરૂં પરંતુ પ્રમાણથી અધિક થયેલું દ્રવ્ય દેખી સ્વનિયત બગાડું નહિ

---

## દિગ્વિરમણ વ્રત.

### (પ્રથમ ગુણવ્રત) ૬

ચાર દિશા, ચાર વિદિશા તેમજ ઉંચે અને નીચે એમ દશે દિશામાં સ્વાર્થવશ વ્યાપારાદિક કામે જવા આવવા માટે અમુક મર્યાદા બાંધવી કેવળ પરમાર્થ દાવે ગમે તેટલે દૂર જવા આવવાની છૂટ રાખી શકાય.

---

## ભોગોપભોગ વિરમણ વ્રત

### (બીજું ગુણવ્રત.) ૭

એકજ વાર જે ભોગમાં આવી નિર્માલ્ય થઈ જાય એવા પુષ્પ, ભોજન પ્રમુખ ભોગમાં લેખાય અને વારંવાર જેનો ઉપયોગ કરી શકાય તે સ્ત્રી, મંદિર પ્રમુખ ઉપભોગમાં લેખવાથી જે ૧૪ નિયમોની ધારી આગળ આપી છે તે નિયમો દરરોજ લક્ષપૂર્વક ધારી ગ્રહતાં

વૃત્તિમાં વધારો કરવો. તે ઉપરાંત ૧૫ કર્માદાનના મહા પાપ વ્યાપારનો પણ ત્યાગ કરવો.

---

## અનર્થ દંડ વિરમણ વ્રત.

### (ત્રીજું ગુણવ્રત) ૮

જેમાં પોતાનો કે પોતાના સ્વજન કુટુંબાદિકનો નિકટ સ્વાર્થ ન હોય તેવી નકામી બાબતમાં નાહક પોતાનાં મન વચન અને કાયા કે ધનનો ગેર ઉપયોગ કરવો અનર્થ દંડ છે એમ સમજી આતસબાજી, વેશ્યા—નાચ, નાટક ચેટક તેમજ લોકરંજનાર્થેજ કરવામાં આવતા બીજા અનેક વગર જરૂરનાં ઉડાઉ કાર્યથી નિવર્તી સ્વદ્રવ્યાદિકનો જેમ બને તેમ સદુપયોગજ કરવો યુક્ત છે. વળી જૂગાર પ્રમુખ દુર્વ્યસન, વિકથાદિક પ્રમાદ, અને શસ્ત્રાદિકનો દૂર ઉપયોગ પણ વર્જ્યજ છે. ટુંકાણમાં જેથી પરિણામ મલીન થાય તેવા આચાર વિચાર તજવા યુક્ત છે.

---

## સામાયક વ્રત.

### (પ્રથમ શિક્ષાવ્રત.) ૯

પ્રતિદિન નિયમસર એક કે વધારે વખત મન વચન કાયાના દુષ્ટ વ્યાપાર સંવરીને રાગ દ્વેષાદિક વિકાર દૂર કરી સમભાવની વૃદ્ધિ થાય તેવાં શુભ જ્ઞાન ધ્યાન પ્રમુખ ઉત્તમ આલંબન સેવવા સતત પ્રયત્ન કરવો જોઇએ. દરેક પ્રસંગે કમમાં કમ બે ઘડીનો અવકાશ હોવો જોઇએ. તેવાં સામાયકનો અધિક લાભ મેળવાય તો બહુ હિતકારી છે. નહિંતો પણ જેટલો અવકાશ મળી શકે તેનો જ્ઞાન ધ્યાન યા સત્ સંગતિ પ્રમુખ સત્કાર્યમાંજ વ્યય કરવો યુક્ત છે. બે ઘડી જેટલો અવકાશ મળે તેણે ઉક્ત રીતે સામાયકનો લાભ ચૂકવો નહિં.

---

## દેશાવગાસિક શિક્ષાવ્રત.

### ( દ્વિતીય શિક્ષાવ્રત. ) ૧૦.

છઠ્ઠા દિગ્ વિરમણ વ્રતમાં દશે દિશે જવા આવવા માટે રાખેલી મોકળાશનો અંત્ર બને તેટલો સંક્ષેપ કરવો. તેમજ પૂર્વોક્ત ૧૪ નિયમો પણ અવશ્ય ધારવા. ધારેલા મુકરર ટાઈમ સુધી શુભ જ્ઞાન ધ્યાન પ્રમુખમાંજ લક્ષપૂર્વક પ્રવર્તવું ઉક્ત નિયમ પહોર, દિવસ, માસ કે વર્ષ પર્યંત પણ ધારી શકાય છે



## પોષધવ્રત.

### ( તૃતીય શિક્ષાવ્રત. ) ૧૧.

દરેક અંગધારી અજવાળી આઠમ, ચઉદશ પ્રમુખ પર્વ દિવસે પૂર્વોક્ત ચારે પ્રકારનો પોષધ ૮ કે ૮ પ્રહર પર્યંત અંગીકાર કરી પ્રમાદ રહિત તેનું આરાધન કરવું જોઇએ વિકથાદિક પ્રમાદવડે તેનું વિરાધન કરવું યુક્ત નથીજ જેનાથી તેમ સર્વથા બની ન શકે તેણે પણ 'ગાઇડ'માં જણાવ્યા મુજબ ઉક્ત ચાર પ્રકાર પૈકી જેનું જેટલું આરાધન થઇ શકે તેટલું કરી વ્રતનો લાભ હાંસલ કરવા ચૂકવું નહિ



## અતિથિ સંવિભાગ વ્રત.

### ( ચતુર્થ શિક્ષાવ્રત. ) ૧૨.

તિથિ,વાર પ્રમુખની દરકાર રાખ્યા વગર દિનરાત પ્રમાદ રહિત આત્મસાધનમાંજ ઉજમાળ મુનિજનો 'અતિથિ' કહેવાય છે તેવા મહાત્મા—સાધુ જનોને સ્વકુટુંબાદિક નિમિત્તે કરેલ નિર્દોષ પ્રાસુક આહાર પણ દરરોજ કે છેવટ પોષધ વ્રતના પારણે શુદ્ધ ભક્તિભાવથી કેવળ કલ્યાણાર્થે વહોરાવી પછી પોતે જમવું તેનું વ્રત પવિત્ર ધર્મની પ્રાપ્તિ અને પુષ્ટિ માટે બહુ જરૂરનું છે જ્યારે તેવા સુપાત્ર સાધુનો જોગ ન બની શકે ત્યારે શું કરવું ? તે બાબતી 'ગાઇડમાં' કરેલી સૂચના લક્ષમાં રાખી ઉક્ત વ્રતનું યથાશક્તિ આરાધન કરવા માટેની તક મેળવી લેવી.



# જ્ઞાનાદિ પંચ આચાર પાળવા આશ્રી સંક્ષિપ્ત સૂચના.

## જ્ઞાનાચાર.



જે જે ધર્મશાસ્ત્ર ભણવાં ગણવાં, તે બધાં અકાળ વેળા ( દરેક સંધ્યા વખત, મધ્યાહ્ન સમય તથા મધ્ય રાત્રી સમય ) વર્જી યોગ્ય અવસરેજ ભણવાં ગણવાં.

૨ ધર્મગુરૂ અને વિદ્યાગુરૂનો ઉચિત વિનય સાચવીનેજ ભણવું ગણવું.

૩ જ્ઞાન-જ્ઞાનીનો યોગ્ય સત્કાર કરી શુદ્ધ પ્રેમ ભાવથી ભણવું ગણવું.

૪ શાસ્ત્ર ભણવા માટે યોગ્યતા મેળવવા સારૂ યોગ-ઉપધાન કરીને તેનું પઠન પાઠન કરવું.

૫ જેમની પાસેથી આપણને જ્ઞાનનો લાભ થયો હોય તેનું નામ કોઇ પૂછે તો તરત જાહેર કરવું. પરંતુ ભય કે લજ્જાદિક કલ્પિત કારણોથી તે છુપાવવું નહિંજ.

૬ જે શાસ્ત્ર ભણવું તે અક્ષર કાના માત્રે અન્યૂનાધિક ભણવું ગણવું.

૭ તે શાસ્ત્રના અર્થ શુદ્ધ રીતે ગુરૂમહારાજ પાસે ધારી લઇને ભણવા ગણવા.

૮ તે શાસ્ત્રનું મૂળ તથા તેના અર્થ શુદ્ધ ગુરૂગમે ધારી પક્કા કરી લેવા.

## દર્શનાચાર.

૧ સર્વથા રાગદ્વેષાદિક દોષ વર્જિત સર્વજ્ઞ વીતરાગના વચન સંપૂર્ણ સાચાજ માનવા

૨ ઉકત સર્વજ્ઞ પરમાત્માના પવિત્ર શાસનનાજ રસિક થાવું. બીજા અન્ય મતની ઇચ્છા કરવીજ નહિ

૩ સર્વજ્ઞ ભગવાને ભાખેલા દાનાદિક ધર્મના ફળનો સંદેહ કરવોજ નહિ

૪ અન્ય મતના કષ્ટ, મંત્ર, ચમત્કાર કે પૂજા પ્રભાવના દેખી મૂઢદૃષ્ટિ બનવું નહિ

૫ સમ્યગ્ દૃષ્ટિ જનોની શુભ કરણી દેખી તેનું અનુમોદન કરવું (પ્રશંસા કરી તેને પુષ્ટિ આપવી)

૬ સીદાતા સાધર્મીજનોને હરેક રીતે ટેકો આપી ધર્મમાં સ્થિર કરવા

૭ સાધર્મી બંધુઓની ઉમદા ભાવથી સેવા ભક્તિરૂપ 'સાહમ્મીવચ્છળ' કરવું.

૮ પવિત્ર જિનશાસનની જાહોજલાલી વધે તેવા સત્કાર્યો સમજ મેળવીને કરવા



## ચારિત્રાચાર.

૧ ઇર્યાસમિતિ—જતા આવતા જીવની વિરાધના ન થાય તેમ જ યાણા પૂર્વક જમીન ઉપર દૃષ્ટિ રાખી (ધુંસરા પ્રમાણ આગળ દૃષ્ટિ રાખી) વિકથાદિક પ્રમાદ રહિત લક્ષ રાખી ચાલવું

૨ ભાષા સમિતિ—ખાસ બોલવાનો પ્રસંગ હોય ત્યારે જરૂર પૂરતું મધુર હિતાપણું ભરેલું, ગર્વ રહિત, પ્રથમથી પરિણામનો વિચાર કરી, ધર્મને બાધક ન આવે એવુંજ વચન બોલવું

૩ એષણા સમિતિ—સંયમ જીવનનો નિર્વાહ કરવા નિર્દોષ આ-

હાર પાણી પ્રમુખની નિસ્પૃહતાથી ગવેષણા કરી મેળવેલા શુદ્ધ નિર્દોષ આહારાદિકનું સેવન કરવું.

૪ આદાન ભંડ મત્ત નિખ્ખેવણા સમિતિ–સંયમ માર્ગમાં ઉપયોગી ઉપકરણો લેતાં મૂકતાં જેની વિરાધના થવા ન પામે તેવી જયણા રાખી કાળજી પૂર્વકજ લેવાં મૂકવાં.

૫ પારિષ્ઠાપનિકા સમિતિ–લઘુ નીતિ,વડી નીતિ પ્રમુખ શરીરજન્યમળ, જીવ જંતુ રહિત નિર્દોષ સ્થળે, દૃષ્ટિ પ્રમુખથી પૂરતી તપાસ કરી પરઠવવા (જયણાથી).

૬ મનોગુપ્તિ–અકુશળ યોગથી મનને નિવર્તાવી કુશળ યોગમાંજ મનને સ્થાપિત કરી રાખવું.

૭ વચન ગુપ્તિ– અકુશળ યોગથી વાણીને નિવર્તાવી કુશળ યોગમાંજ તેનો નિયોગ કરવો.

૮ કાયગુપ્તિ– કાચબાની પેરે કાયાને સંકોચી અકુશળ યોગથી નિવર્તાવી કુશળ યોગમાંજ જોડવી.



## તપાચાર.

### (૬ બાહ્ય અને ૬ અભ્યંતર).

૧ અનશન–ઉપવાસ, છઠ્ઠ,અઠ્ઠમ પ્રમુખ તપ કરી તેટલા દિવસ કે અંતે જીવિત પર્યંત ભોજન ત્યાગ.

૨ ઊણોદરી–સ્વસંયમ જીવનના નિર્વાહાર્થે જરૂર પુરતા આહારથી બે ચાર કવળ ન્યૂન જમવા.

૩ વૃત્તિસંક્ષેપ--નિયમિત ભોજન, એક કે બે વખતજ, અમુક જરૂર યોગ્ય વસ્તુથીજ ચલાવી લેવું.

૪ રસ ત્યાગ--દૂધ, દહીં, ઘી, તેલ, ગોળ પ્રમુખ વિગઈ અથવા મદ રસ ભોજનનો અને તેટલો ત્યાગ.

૫ કાય કલેશ-શીત, તાપાદિક જાણી બુઝીને સહેવા તેમજ કેશ લોચ પ્રમુખ કષ્ટ સહન કરવા

૬ સલીનતા-કાયાને સંકોચી સ્થિર આસન પ્રમુખ દેહ દમન આત્મકલ્યાણાર્થે કરવુ

૧ પ્રાયશ્ચિત-જાણુતા કે અજાણુતા, છાના કે છતરાયા કરેલા પાપ કર્મ નિષ્કપટપણે સદ્ગુરૂ સમીપે આલોચી નિંદી તેવા પાપ કર્મ ફરી જાણી બુઝીને નહિ કરવાની સરતે શુદ્ધભાવથી પાપનુ નિવારણુ કરવુ

૨ વિનય-અરિહંતાદિક પૂજ્ય પદની ભકિત, બહુ માન, ગુણુ સ્તુતિ, આશાતના વર્જન પ્રમુખ કરવા

૩ વૈયાવચ્ચ-સંઘ, સાધામક, આચાર્ય, બાળ-ગ્લાનમુનિ, સ્થવિર પ્રમુખ ગુણી જનોની ઉચિત સેવા

૪ સ્વાધ્યાય અભિનવ શાસ્ત્ર ભણુવુ, શંકાનુ સમાધાન પૂછવુ, ફરી વિચારી જવુ, અર્થ રહસ્યની આલોચના કરી લેવી, અને ગુરૂ ગમ્ય શીખેલુ શાસ્ત્ર અન્ય અણુજને સમજાવવા શ્રમ લેવો

૫ ધ્યાન દોષદષ્ટિથી થતા દુર્ધ્યાનનો ત્યાગ કરી શુભ દષ્ટિથી વસ્તુ સ્વરૂપનો એકાગ્રપણે વિચાર કરવો આર્ત, રૌદ્ર તજી ધર્મ શુકલ ધ્યાન પામવા સદ્ગુરૂ આજ્ઞાનુસાર ઉદ્યમ કરવો

૬ ઉત્સર્ગ-દેહાદિકની માયા (મમતા) તજી ચિલાતિ પુત્ર, દ્રઢ પ્રહારી, મેતાર્ય મુનિ અને ગજસુકુમાળ મુનિની પેરે અડગ કાઉસ્સગ્ગ ધ્યાને ઊભા રહી ઉપશમ વિવેક અને સંવરના બળથી કર્મ શત્રુનો જય કરવા પ્રબળ પુરૂષાર્થ ફોરવવો દેહાદિકનુ ભાન ભૂલી આત્મામાજ ઉપયોગ પરોવવો



## વીર્યાચાર.

સાધુ, સાધ્વી, શ્રાવક કે શ્રાવિકા ગમે તેણુ પોતપોતાના અધિકારઅનુસારે કર્તવ્ય કર્મ કરવા પોતાના મન, વચન અને કાયાના છતા બળ-વીર્યને ગોપવ્યા વગર યથાશક્તિ તેનો સદુપયોગ કરવો. મતલબ

કે સાધુ–સાધ્વીએ સ્વ સંયમ કરણી [પાંચ મહાવ્રતનું પાલન, પાંચે ઈંદ્રિયોનું દમન, ચાર કષાયનું જીપન, અને મન વચન કાયાની શુદ્ધિ] કરવામાં પોતાનું છતું બળ–વીર્ય ગોપવવું નહિં. તેનો કોઇ રીતે ગેર-ઉપયોગ નહિં કરતાં સદાય સદુપયોગ કરવાજ લક્ષ રાખવું. તેમજ શ્રાવક શ્રાવિકાએ પણ સ્વ ગૃહસ્થ ધર્મનું આરાધન કરવા સદ્‌ગુરૂનાં અમૃત–વચનનું આદર સહિત શ્રવણ કરી, સ્વશક્તિ અનુસારે પોતાનાં તન, મન,વચન અને ધનનો સદુપયોગ કરી લેવા ચૂકવું નહિ. પોતાની છતી શક્તિનો જે સદુપયોગ થાય તેજ સાર્થક, બાકી જે તેનો ગેર ઉપયોગ થાય તે તો સંસાર વૃદ્ધિ માટેજ સમજવો.

ઇતિશમ.





## શ્રાવક યોગ્ય અગીયાર પડિમાનો અધિકાર
## (શ્રી પ્રવચનસારોદ્ધારના આધારે)

### ૧૧ પ્રતિમાના નામ

૧ દર્શન (સમકિત) પ્રતિમા, ૨ વ્રત પ્રતિમા, ૩ સામાયક પ્રતિમા, ૪ પોષધ પ્રતિમા, ૫ કાયોત્સર્ગ પ્રતિમા, (અભિગ્રહ વિશેષરૂપ) ૬ મૈથુન વર્જન પ્રતિમા, ૭ સચિત્ત વર્જન પ્રતિમા, ૮ સ્વય આરંભ વર્જન પ્રતિમા, ૯ પ્રેષ્ય (અન્ય સેવકાદિક પાસે પણ) આરંભ વર્જન પ્રતિમા, ૧૦ પોતાને નિમિત્તે કરેલુ ભોજન–અશનાદિક વર્જન પ્રતિમા, ૧૧ શ્રમણભૂત—મુનિવત્ વર્તન–પ્રતિમા.

પ્રતિમા શબ્દથી અમુક અભિગ્રહ યા નિયમ વિશેષ જાણવો હવે દરેક પ્રતિમાનુ અનુક્રમે કંઈક વિસ્તારથી કથન કરવામા આવે છે દરેક દરેક પ્રતિમાનુ કાળ માન તેની સંખ્યા પ્રમાણે એટલા માસનુ છે, (એટલે કે પહેલી પ્રતિમા એક માસની બીજી બે માસની ત્રીજી ત્રણ માસની એમ અનુક્રમે અગીયારમી ૧૧ માસની સમજવી) તે આ રીતે છે

### અનુક્રમે દરેક પ્રતિમાનુ કંઈક વિસ્તારથી સ્વરૂપ.

૧ **દર્શન પ્રતિમા**—શમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિક્યના ગુણ સહિત તથા કદાગ્રહ અને શંકાદિ શલ્યથી સર્વથા રહિત નિર્દોષ સમકિતને યથાસ્થિત પાળવામા આવે તે પહેલી દર્શન પ્રતિમા કહેવાય છે

**વિવેચન**—ગમે તેવા કષ્ટ પ્રસંગે પણ સમકિત યોગ્ય ત્રિકાળ જિન પૂજા સદ્ગુરુ વંદન પ્રમુખ કરણીથી ન ચૂકે કર્યા વગર શ્રી જિનેશ્વર ભગવાને કહેલા તત્ત્વમાર્ગમા દૃઢ શ્રદ્ધા રાખવી (એક માસ પર્યંત)

**૨ વ્રત પ્રતિમા**—શ્રાવક યોગ્ય પાંચ અણુવ્રત તેમજ ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રતને કંઈપણ અતિચાર પ્રમુખ દૂષણ લગાડયા વગર બે માસ પર્યંત પ્રથમ પડિમામાં જણાવેલા નિર્દોષ સમકિત ગુણ સહિત સેવવાં તે બીજી વ્રત પ્રતિમા જાણવી.

**વિવેચન**—પ્રથમ સામાન્ય રીતે શ્રાવક યોગ્ય અણુવ્રતાદિક લઇને પાળવામાંઆવતાં હોય તેજ વ્રતોને કોઈપણ જાતના અતિચાર રહિત અત્ર પાળવાં જોઇએ. અપવાદ માર્ગ સેવ્યા વગર કેવળ ઉત્સર્ગ માર્ગેજ ગમે તેવી વિષમ સ્થિતિમાં પણ ઉક્ત વ્રતોનું બે માસ સુધી પરિપાલન કરવું. એવી રીતે સઘળી પ્રતિમાઓના સંબંધમાં સમજી લેવું.

**૩ સામાયક**—મન વચન અને કાયા સંબંધી પાપ વ્યાપારને વર્જી નિષ્પાપ-નિર્દોષ વ્યાપારને સેવવારૂપ સામાયક પ્રતિદિન ઉભય કાળ અતિચારાદિક દૂષણ રહિત ત્રણ માસ પર્યંત કરવામાં આવે તે ત્રીજી સામાયક પ્રતિમા જાણવી.

**વિવેચન**—પ્રથમ કરવામાં આવતા સામાયકના અભ્યાસમાં સુદૃઢ બની બંને ટંક હર હમેશ ગમે તેવાં કારણ છતાં કંઇપણ દૂષણ લગાવ્યા વગર પૂર્વોક્ત પ્રતિમાના આચાર સહિત ત્રણ માસ અખંડ આ પ્રતિમામાં ત્રિકરણ શુદ્ધિથી સામાયક કરવા જોઇએ.

**૪ પોષધ**—દરેક અષ્ટમી, ચતુર્દશી પ્રમુખ પર્વ દિવસે સર્વથા આહાર ત્યાગ, શરીર સત્કાર ત્યાગ, મૈથુન ત્યાગ અને પાપવ્યાપાર ત્યાગ એમ ચારે પ્રકારનો પોષધ, અતિચાર દૂષણ રહિત ચાર માસ પર્યંત પાળવામાં આવે તે ચોથી પોષધ પ્રતિમા છે.

**વિવેચન**—દરેક અષ્ટમી,ચતુર્દશી, પૂર્ણિમા અને અમાવાસ્યા ઉપરાંત બીજા જિન કલ્યાણક પ્રમુખ પર્વ દિવસોમાં અત્યંત આદરથી સંપૂર્ણ પોષધવ્રત સર્વથા દૂષણ રહિત પૂર્વ પ્રતિમામાં કહેલા ઉત્તમ આચાર સહિત ચાર માસ પર્યંત સેવવાથી ચોથી પોષધ પ્રતિમા કહેવાય છે.

૫ કાર્યોત્સર્ગ પ્રતિમા—પૂર્વોક્ત પ્રતિમાઓમાં દર્શાવ્યા મુજબ સમ્યક્ત્વ, અણુવ્રત, ગુણવ્રત અને શિક્ષાવ્રત યુક્ત છતો, સ્થિર સત્વવંત અને સુનીપુણ શ્રાવક દરેક અષ્ટમી અને ચતુર્દશીના દિવસે પોષધ કરી નગર બહાર શુન્ય ગૃહાદિકમાં કાઉસ્સગ્ગ (કાયોત્સર્ગ) મુદ્રાએ સ્થિર રહે—ઉપસર્ગ પરિસહાદિકથી ડરે નહીં, નિશ્ચળ રહે

વિવેચન—પુર્વોક્ત સઘળી પ્રતિમા યોગ્ય સદાચાર સંપન્ન, અચળ, અકંપ પરિણામી અને સર્વ વાતે સાવધાન શ્રાવક પોષધ દિવસે સંપૂર્ણ પોષધ કરી આખી રાત શુન્ય ઘર, સ્મશાન કે તેવાજ કોઇ સ્થળે કાઉસ્સગ ધ્યાને ઉભો રહે, તેમાં ગમે તેવા ઉપસર્ગ પ્રમુખ થાય પણ તેથી ચળાયમાન ન થાય તે પ્રતિમાની મર્યાદા પાંચ માસની જાણવી. કાયોત્સર્ગમાં તે મહાનુભાવ શ્રાવક નિષ્પાપ (સર્વથા રાગાદિક વિકાર વર્જિત) શ્રી જિનેશ્વર પ્રભુનું ધ્યાન કરે અથવા પોતાના કામ ક્રોધાદિક દોષના પ્રતિપક્ષી ક્ષમાદિક ગુણોને ધ્યાવે તેમજ તે સ્નાન (દેહ શુદ્ધિ) નો પરિહાર કરે. વિકટ ભોજી—દિવસેજ પ્રકાશ યુક્ત સ્થળે એકીનેજ ભોજન કરે (રાત્રી ભોજન સર્વથા કરેજ નહીં) મઉલી પટો—અબદ્ધ પરિધાન કરે તેમજ કાયોત્સર્ગ વર્જિત દિવસોમાં દિવસે બ્રહ્મચર્ય પાળે અને રાત્રે મૈથુન સેવનનું પ્રમાણ કરે.

૬ બ્રહ્મચર્ય પ્રતિમા—શૃંગાર કથા, સ્નાન વિલેપન પ્રમુખ વિભૂષા વગેરે દેહ શોભા અને સ્ત્રી કથા (સ્ત્રી સંબંધી અથવા સ્ત્રી સાથે એકાન્તમાં સરાગ વાર્તાલાપ) નો ત્યાગ કરતો છતો શ્રાવક અબ્રહ્મ સેવાનો છ માસ પર્યંત સર્વથા ત્યાગ કરે તે છઠ્ઠી બ્રહ્મચર્ય પ્રતિમા જાણવી.

વિવેચન — છઠ્ઠી પ્રતિમામાં શુદ્ધ બ્રહ્મચર્ય છ માસ પર્યંત પાળવું એટલે તેના શૃંગાર સંબંધી કથા, શરીર સંસ્કારનો અધિક આદર તેમજ સ્ત્રી કથાનો સર્વથા ત્યાગ કરે. એટલે ટુંકામાં બ્રહ્મચર્યની ગુપ્તિઓનું સારી રીતે પાલન કરવું

૭. **સચિત્ત ત્યાગપ્રતિમા**—સાત માસ સુધી સચિત્ત ભોજનનો સર્વથા ત્યાગ કરે. તેમજ પૂર્વોક્ત પાછલી પ્રતિમાઓમાં સેવન કરવા યોગ્ય સર્વ અનુષ્ઠાનનું પણ સાથેજ સેવન કરે તે સાતમી પ્રતિમા જાણવી.

**વિવેચન**—જે અન્નપાણી પ્રમુખ અગ્નિપ્રમુખ શસ્ત્રથી અચેત થયેલ નહોય તેનો સાત માસ પર્યંત સર્વથા ત્યાગ કરે. કેવળ અચેત ભોજન થીજ તેટલો વખત પોતનો નિર્વાહ કરે. તેમજ તે સાથે પૂર્વ પ્રતિમા યોગ સર્વ ક્રિયાનું પ્રતિપાલન કરે.

૮ **સ્વયં આરંભ વર્જન પ્રતિમા**—આઠ મહિના સુધી પોતે જાતે કોઇ પ્રકારના પાપ આરંભ કરે નહિ તે આઠમી પ્રતિમા જાણવી.

**વિવેચન**—પુર્વ પ્રતિમા યોગ્ય અનુષ્ઠાનનું સેવન કરતો છતો શ્રાવક આઠ માસ પર્યંત કોઈ જાતનો પાપ આરંભ પોતે કરે નહીં, અનેક પ્રકારના જે જે પાપારંભ છે તેને પોતે જાતે કરેજ નહીં.

૯. **અન્ય (પ્રેષ્ય) આરંભ વર્જનપ્રતિમા**-નવ માસ સુધી અન્ય દાસ પ્રમુખ પાસે પણ પાપારંભ ન કરાવવા રૂપ નવમી પ્રતિમા જાણવી.

**વિવેચન**—આ પ્રતિમામાં કોઇ પ્રકારનો પાપારંભ નવ માસ પર્યંત પોતે જાતે કરવો નહીં તેમજ કોઇ બીજા દાસ દાસી પ્રમુખ પાસે પણ તે કરવવાની સખ્ત મનાઇ છે. તે મુજબ યથાર્થ પાલન કરવાથી નવમી પ્રતિમા કહેવાય છે.

**૧૦ દસ માસ પર્યંત પોતાના નિમિત્તે** કરેલું ભોજન પણ ગ્રહણ કરાય નહીં. વળી તેમાં કોઇક તો ક્ષુર મુંડન કરાવે અથવા તો કોઇ શિખા ચોટલી ધારણ કરે. પૂર્વ પ્રતિમાઓની સર્વ મર્યાદા સાથેજ પાળે **તે દશમી પ્રતિમા.**

**વિવેચન**—આ પ્રતિમાધર શ્રાવકમાટે બનાવવામા આવેલુ ભોજન તેને ખપે નહીં તો પછી બીજા આરભનુ તો કહેવુ જ શુ ? ફક્ત તેમા ક્ષુર મુડન ( હજામત ) કરાવાય અથવા તો કોઇ ચોટલી ધારણ કરી શકે એવી મર્યાદા દશ માસ પર્યંત પાલન કરવાથી દશમી પ્રતિમા પૂરી થાય છે

**૧૧ શ્રમણભુત**—ક્ષુર મુંડન અથવા કેશ લુચન કરવા વડે, રજોહરણ અને પાત્રા પ્રમુખ સાધુ યોગ્ય સર્વ ઉપકરણો ગ્રહણ કરી ઉત્કૃષ્ટ અગીયાર માસ પર્યંત સાધુ–મુનિરાજની પેરે વિચરે તે અગીયારમી પ્રતિમા જાણવી

**વિવેચન**—આ પડિમામા સાધુ યોગ્ય સમસ્ત ઉપકરણો રાખી તેનો યથાયોગ્ય ઉપયોગ કરતો નિર્વાહ અર્થે નિર્દોષ આહારપાણીની જરૂર પડે ત્યારે સ્વજ્ઞાતિ કુટુબાદિકમાજ ગવેષણા કરી ગ્રહણ કરે, તે વખતે મુનિની પેરે 'ધર્મલાભ' ન કહે પણ શ્રાદ્ધ પ્રતિમા પ્રતિપન્નાય દેહિ ' એટલે કે પ્રતિમાધર શ્રાવકને ( ભિક્ષા ) આપો એમજ કહે બાકી મુનિની પેરે સમિતિ ગુપ્તિ પાળીને વિચરે ઉપર જણાવેલ સર્વ પ્રતિમાનુ કાલમાન ઉત્કૃષ્ટ જાણવુ અને જઘન્યથી તો ને દરેક પ્રતિમાનુ કાલમાન અતર મુહૂર્ત પ્રમાણ જાણવુ, તે પ્રાય પ્રવ્રજ્યા લેવા ઉજમાળ થયેલ માટે અથવા મરણ અવસાન વખત આશ્રી સમજવુ અન્યથા સભવતુ નથી, પૂર્વોક્ત પ્રતિમાધર મહાશય કદાચ મમતાવશ સ્વજ્ઞાતિ કુટુબાદિકને જોવા જાય તોપણ ત્યા ( ગૃહચિતા કરે જ નહી તેમજ ) અસુજતો સદોષ આહાર ગ્રહણ કરે નહીં

**વિશેષ**—ઉક્ત પ્રતિમાઓ પૈકી પહેલાની ૪ શિવાય બીજી પ્રતિમાઓઆથી શ્રીઆવશ્યકચૂર્ણિમા આવો લેખ છે કે,

રાત્રી ભોજનનો પરિત્યાગ કરવો ( પાચમાસ પર્યંત ) તે પાચમી પ્રતિમા

સચિત્ત આહાર પરિત્યાગ રૂપ છઠ્ઠી

દિવસે બ્રહ્મચર્ય પાળવુ અને રાત્રે તેનુ પ્રમાણ કરવારૂપ સાતમી

રાત દિવસ સર્વથા બ્રહ્મચર્ય, દ્રવ્ય સ્નાન ત્યાગ. કેશ નખ રોમ પ્રમુખ સમારવા સંબંધી ઉપેક્ષા રૂપ આઠમી.

સ્વયં આરંભ પરિત્યાગ રૂપ નવમી.

પ્રેષ્ય ( દાસ પ્રમુખ પાસે પણ ) આરંભવર્જન રૂપ દશમી.

ઉદ્દિષ્ટ ભકત ( પોતાના નિમિત્ત કરેલ ભોજન ) વર્જન રૂપ શ્રમણભુત પ્રતિમા અગીઆરમી.

એવી રીતે મતાંતર જાણવો. ઉકત પ્રતિમા વહન કરવી તે આત્માને અત્યંત હિતકારક છે તે વહન કરવાથી પોતાના ચારિત્ર વીર્યની તુલના થાય છે એટલે કે પ્રતિમાધર સર્વ પ્રતિમા વહન કરવાથી પોતાનામાં મહાવ્રત પાળવાની યોગ્યતા સિદ્ધ કરી શકે છે.

ઉપર દર્શાવેલી પ્રતિમાઓ વહન કરવાની પ્રવૃત્તિ પ્રથમ વિશેષ હતી એમ ચરિત્રાનુવાદથી સિદ્ધ થાય છે. ઘણું કરીને અવસાન અવસરે તો બીજી બધી પ્રવૃત્તિ સંકેલી નાંખી ઉક્ત પ્રતિમાનું વહન કરવા નિવૃત્તિવાળા સ્થળ (પોષધશાળા પ્રમુખ ) માં પ્રવેશી સુજ્ઞ શ્રાવકો તે તે નિયમોનું અખંડ પાલન કરતા, અને અધ્યવસાય વિશુધ્ધિથી તેમાં અપૂર્વ આત્મ લાભ પ્રાપ્ત કરતા કોઇ કોઇને તો વિશાળ અવધિજ્ઞાન પણ ઉત્પન્ન થતું. આનંદાદિક શ્રાવકનાં દ્રષ્ટાંત તે માટે મશહુર છે.

પડિમાના અંતે મરણ નજદિકજ જણાય તો અનશન(સર્વથા જીવિત પર્યંત સર્વ પ્રકારના આહારનો ત્યાગ) કરે અને આયુષ્ય અધિક હોય તો સંયમ-દીક્ષા–પ્રવ્રજ્યા અંગીકાર કરે.

વર્તમાનકાળમાં ઉકત પ્રતિમા વહન આશ્રી જીવોની બહુધા ઉપેક્ષા જણાય છે. તે મોહની પ્રબળતા, તીક્ષ્ણજ્ઞાન, વૈરાગ્યની મંદતા અને તેથીજ ક્રિયામાર્ગ તરફ અનાદર અથવા શિથિલતાનુંજ પરિણામ સમજાય છે. **સર્વ વિરતિ ગ્રહણ કરવા ઇચ્છનારે** ઉકત પ્રતિમા વહન કરવાથી તેને બહુજ સુલભતા થાય છે. તેથી તેણે પડીમા વહન કરવીજ જોઇએ એમ શ્રીમાન **હરિભદ્ર સુરી** જેવા પરમ હિ-

તસ્વી આચાર્ય ભગવ ત ફરમાવે છે તેનો અનાદર નજ કરવો જોઇએ મહાપુરૂષોના પરમાર્થ વચનમા ઊ ડુ રહસ્ય રહેલુ જ હોય છે તે પામર પ્રાણીઓ યથાર્થ જાણી બુઝી શકતા નથી તેથીજ બહુધા તેની ઉપેક્ષા કરે છે, શાસ્ત્ર આધારથી આપણે જાણી શકીએ છીએ કે શ્રી કાર્તિક શેઠે શ્રાવકની પાચમી પડિમા એકસો વખત સેવી હતી જેના પરિણામે તે સૌધર્મઇન્દ્રની મ્હોટી પદવી પામેલા છે જો કદાચ સઘળી પડિમાઓ એકી સાથે વહન કરવા જેટલુ સામર્થ્ય પોતાના મા ન જણાય તો ઉક્ત ૧૧ પ્રતિમાઓ પૈકી જેટલી અને તેટલી પડિમા વહન કરવા અનુકૂળ પ્રયત્ન સેવવો યુક્તજ છે જે બાબત આપણે અભ્યાસ કરતા નથી તે બાબત પ્રથમ તો આપણને કઠણ લાગે છે પર તુ તેનો પરિચય થયા બાદ તેજ બાબત સુલભ જણાય છે કોઈ કાર્ય થઇ નજ શકે એમ કદાપિ વિચારવુ નહી પુરૂષાર્થ યોગે સઘળી વાત સાધ્ય થઈ શકે છે, તે વાત નિધામા રાખી સ્વહિત કાર્યમા ઉપેક્ષા કરવી નહિ, વળી જ્યારે મેરૂ પર્વત જેવા મહાન વ્રતો (મહાવ્રતો) નો ભાર પણ ઉપાડી શકાય છે, તો પછી ઉક્ત પડિમા વહનનુ કહેવુ જ શુ? કાયર માણસનેજ બધુ કઠણ લાગે છે, પુરૂષાર્થી જનોને તે તેવુ કઠણ લાગતુ નથી તે તો શકય અર્થમા સદા ઊજમાળજ રહે છે, અને તેને ખ તથી આરાધીઅનુક્રમે અખ ડ આન દ મેળવે છે ઇતિશમ










[ સરલ સંક્ષિપ્ત વ્યાખ્યા. ]



## સદ્દગુણોની ચાહના રાખનારા ભાઈ બ્હેનોને ખાસ ઉપયોગી

---



સકળ કલ્યાણના સ્થાન રૂપ શ્રી તીર્થંકર પ્રભુના ચરણ કમળને નમસ્કાર કરીને સૌભાગ્ય લક્ષ્મીને ઉત્પન્ન કરનાર પર ગુણ ગ્રહણ કરવાનું સ્વરૂપ જણાવું છું ( તે તમે લક્ષ દઈને સાંભળો ) ૧

જે પુરૂષના હૃદયમાં ઉત્તમ ગુણાનુરાગ નિવાસ કરી રહે છે, તેને તીર્થંકર પદ પર્યંત રિદ્ધિઓ દુર્લભ નથી પણ સુલભ છે. ૨

જેમના હૃદયમાં સદાય સદ્દગુણ પ્રત્યે સ્વભાવિક પ્રેમ જાગેલો છે તેઓ ધન્યકૃતપુન્ય જાણવા તેમને સદાય અમારો પ્રણામ હો. ૩

ઘણું ભણવાથી, તપ તપવાથી કે દાન દેવાથી શું પ્રયોજન છે? ફકત સઘળા સુખના સ્થાન રૂપ એક ગુણાનુરાગનેજ તું આદર. ૪

કદાચ તું ઘણો તપ કરીશ, ઘણાં શાસ્ત્ર ભણીશ; અને વિવિધ કષ્ટ સહીશ. પરંતુ જો ગુણાનુરાગ ધારીશ નહિં—બીજાના સદ્દગુણ જોઈ રાજી થઇશ નહિ,તો તારી સઘળી કરણી ફોક સમજજે. ૫

બીજાના ગુણનો ઉત્કર્ષ સાંભળીને જો તું અદેખાઇ કરીશ તો જરૂર તું સંસારમાં સર્વ સ્થળે પરાભવ પામીશ ૬

ઈર્ષાના જોરથી અંજાઇ જઇ જો તું ગુણવંત જનોના થોડા પણ

અવર્ણવાદ કોઈરીતે બોલીશ તો મ સાર મહાઅટવીમા તારે ભટકવુ પડશે. (અને ત્યા બહુ પ્રે દુ ખનો કડવો અનુભવ કરવો પડશે.મા ટે પ્રથમથીજ પારકા અવર્ણવાદ બોલવાથી પાછો ઓસર)૭

આ વર્તમાન ભવમા જીવ જે ગુણનો કે દોષનો અભ્યાસ કરેછે તે ગુણ દોષને અભ્યાસ વડે પરભવમા ફરી મેળવે છે ૮

જે પોતે મે કડો ગમે ગુણથી ભર્યો છતો અદેખાઇ વડે પારકા દોષ જપે છે તે પ હિત પુરૂષોની નજરમા પલાલના ઢગલા જેવો અ સાર ( હલકો ) જણાય છે ૯

જે દુષ્ટ આશયથી પરાયા છતા અને અછતા દોષને ગ્રહણ કરે- છે તે પોતાના આત્માને નિરર્થક પાપ બ ધનથી બાધે છે (તેથી ભવાતરમા પોતેજ વારવાર દુ ખી થાય છે ૧૦

તેટલા માટે જેથી કષાય અગ્નિ પેદા થાય તે કાર્ય જરૂર તજી દેવુ અને જેથી કષાય અગ્નિ શાત થાય તેજ કાર્યઆદરવુ પરનિ દા, ઇર્ષા, અદેખાઇ પ્રમુખ અકાર્ય અવશ્ય તજવાના છે ૧૧

જો તુ ત્રિભુવનમા ગુરૂ પણુ મેલવવા ખરેખર ઇચ્છતો હોય તો પારકા દોષ ગ્રહણકરવાની અથવા પરનિ દા કરવાની પડેલી કુટેવ મ પૂર્ણ પ્રયત્ન વડે તુ તજી દે એજ મોટાઇનો માર્ગ છે ૧૨

જગતમા સહુ કોઇને પ્રશ સવા યોગ્ય આ ચાર પ્રકારના પુરૂ ષો કહ્યા છે ૧ સર્વોત્તમોત્તમ, ૨ ઉત્તમોત્તમ ૩ ઉત્તમ અને ચોથા મધ્યમ ૧૩

એ ઉપરાત ભારે કર્મી અને ધર્મવાસના રહિત જે **અધમ** અને **અધમાધમ** પુરૂષો હોય તેમની પણ નિ દા તો નજ કરવી,પ રતુ ( બની શકે તો તેમને સુધારવા માટે ) મનમા કરૂણા લાવવી યુક્ત છે નિ દા સર્વથા વર્જ્ય છે,કમકે તેથી તેને કે પોતાને કશો ફાયદો થતો નથી પરતુ કરૂણા બુદ્ધિથી તો સ્વપરને ફાયદો થવો સ ભવે છે માટે શાસ્ત્રકારોજ તેનુજ સેવન કરવા કહે છે ૧૪

જેના પ્રત્યેક અવયવમાં આકરૂં યૌવન પ્રગટ્યું હોય, જેમનું શરીર ઘણુંજ સુગંધી હોય અને જેમનું રૂપ સર્વોત્તમ હોય એવી સ્ત્રીઓના મધ્યમાં રહ્યા છતો જન્મથી આરંભી અખંડ બ્રહ્મચર્યને ધારણ કરનાર જે મન વચન અને કાયાવડે નિર્મળ શીલ પાળે છે, તે પુરૂષ સર્વોત્તમ જાણવો અને તે સર્વ કોઇને શિરસાવંદ્ય પ્રણામ કરવા યોગ્ય છે. ૧૫ ૧૬.

વળી જે એવાજ પ્રકારની સ્ત્રીઓના મધ્યમાં રહ્યા છતો કોઇ રીતે ક્ષણ ભર રાગથી રંગાયો હોય, પરંતુ તરતજ બીજે ક્ષણે તે લાગેલા પાપની સર્વ પ્રકારે નિંદા ગર્હા કરે અને ફરી આખા ભવમાં કોઇ વખત જેના મનમાં રાગ પ્રગટે નહિ તે મહા સત્ત્વવંત પુરૂષ **ઉત્તમોત્તમ** છે એમ જાણવું. ૧૭ ૧૮.

જે ક્ષણભંગ સ્ત્રીનું (સુંદર) રૂપ જોવે અથવા મનથી તેનું ચીંતન કરે. પરંતુ સ્ત્રીઓએ વિષયભોગ સંબંધી પ્રાર્થના કર્યા છતાં તેવું અકાર્ય (સ્ત્રી સેવન) કરે નહિ, તે સાધુ કે સ્વદારા સંતોષી શ્રાવક અલ્પ સંસારી **ઉત્તમ** પુરૂષ જાણવો ૧૯.

જે સાધુ કે શ્રાવક ભવભીરૂ હોય સ્વવ્રત રક્ષા કરે તે ઉત્તમ છે. ખરી કસોટીમાં પણ જે વ્રત ભંગ થવા ન દે તેની બલિહારી છે. ૧૯ ૨૦.

જે પુરૂષ ધર્મ અર્થ અને કામ રૂપ પુરૂષાર્થને અન્યોન્ય બાધા રહિત સેવે, એટલે ધર્મને હાનિ ન પહોંચે તેમ અર્થ ઉપાર્જન કરે અને અર્થ ઉપાર્જન કરવામાં ખલેલ ન પહોંચે તેમ વિષય સેવન કરે તે મધ્યમ પુરૂષ જાણવો ૨૧.

આ ઉપર જણાવેલા પુરૂષોના ગુણ ગ્રહણ બહુ માન પૂર્વક જો તું કરશે તો તું શીઘ્ર શિવસુખ પામીશ એમ ચોક્કસ સમજજે, કેમકે પોતે સદ્ગુણી થવાનો એ સરલ માર્ગ છે ૨૨.

આજ કાલ સંયમ માર્ગમાં શિથિલતા ધારણ કરનારા અને સંયમ ક્રિયાની ઉપેક્ષા કરનારા પાસથ્થાદિક સાધુ–યતિ જનોની સભા

સમક્ષ નિંદા કરવી નહિં તેમજ પ્રશંસા પણ કરવી નહિજ, નિંદાથી તેઓ સુધરી શકશે નહિ તેમજ પ્રશંસા કરવાથી તેમના પાપને પુષ્ટિ આપવા જેવુંજ થશે ૨૩

હીનાચારી સાધુ-યતિ ઉપર કરૂણા આણીને જો તેને રૂચે તો હિત બુદ્ધિથી સત્ય માર્ગ કહેવો તેમ છતાં જો તે રોષ કરે તો તેના દોષ-દુર્ગુણ (સભા સમક્ષ) પ્રકાશવા નહિજ ૨૪

અત્યારે દુષમ કાળમાં જેનો થોડો પણ ધર્મ ગુણ દ્રષ્ટિમાં આવે તેનું બહુમાન ધર્મ બુદ્ધિથી સદાય કરવું યુક્ત છે એથી સ્વપરને અનેક લાભ થવા સંભવ છે ૨૫

પરગચ્છમાં કે સ્વગચ્છમાં જે સંવિગ્ન (તીવ્ર વૈરાગ્યવંત-ભવભીરૂ બહુ શ્રુત ગીતાર્થ) મુનિ જનો હોય તેમનો ગુણાનુરાગ કરવામ સ્મરભાવથી તું ચૂકીશ નહિ સમભાવી મહા પુરૂષોનો સમાગમ સદાય દુર્લભ છે તે ગમે ત્યાં હોય તો પણ તેમનું તો કલ્યાણ સુખે થઈ શકે છે તેમના દુર્લભ સમાગમનો લાભ મળે તો તેની કદાપિ ઉપેક્ષા કરવી નહિ કેમકે તેવા સમભાવી મહાત્માઓથી આપણને ઉત્તમ ફળ મળી શકે છે ૨૬

ગુણ રત્નોથી અલંકૃત પુરૂષોનું બહુમાન જે શુદ્ધ - નિષ્કપટ મનથી કરે છે તે અન્ય જન્મમાં તેવા ગુણોને જરૂર સુખે સુખે મેળવી શકે છે સદ્ગુણોનું અનુમોદન કરવું યા તેમનું બહુમાન કરવું એ આપણે સદ્ગુણી થવાનું અમોઘ બીજ છે ૨૭

આવી રીતે ગુણાનુરાગ (સદ્ગુણી પ્રત્યે અકૃત્રિમ પ્રેમવાત્સલ્ય) પોતાની હૃદય ભૂમિમાં જે ધારણ કરે છે તે મહાનુભાવ સર્વ કોઇને નમન કરવા યોગ્ય પરમ શાન્ત પદને પામે છે એમ પરમ સંવેગી અને પવિત્ર ગુણાનુરાગી શ્રી સોમસુંદરસૂરિ મહારાજ ભવ્ય જનોને એકાંત હિત બુદ્ધિથી અમૃતવચનો વડે બોધ કરે છે

ઈતિશમ્

## સર્જન પુરૂષનું લક્ષણ.

મન વચન અને કાયામાં પુન્યરૂપ અમૃતથી ભરેલા જેઓ ઉપકારની શ્રેણિયો વડે ત્રિભુવનને પસંદ કરે છે અને પરના પરમાણુ જેટલા સ્વલ્પ ગુણને પણ પર્વત જેવડા લેખી પોતાના હ્રદયમાં પ્રમુદિત થાય છે ( પરનાં દૂષણ કદાપિ સ્વમુખે ઉચ્ચરતા નથી તેમજ પોતાના ગુણની પ્રસંસા પણ કરતા નથી ) એવા કોઈ વિરલ સર્જનો જગતમાં વર્તે છે. ઇતિશમ.





# શ્રાવક ગુણ વર્ણન.

---



આ અનાદિ અનંત સંસાર સમુદ્રમા ભ્રમણ કરનાર જીવોને પ્રથમ મનુષ્ય જન્મ, આર્યદેશ, ઉત્તમ કુલ, જાતિ, સ્વરૂપ, આયુ, પંચેદ્રિયાદિ સામગ્રી સંયુક્ત મળવુ દુર્લભ છે જેમા અનર્થનો હરનાર સત્ ધર્મ પામવો અતિ દુર્લભ છે જેમ પુણ્યહીન પુરૂષને ચિંતામણિ રત્ન પ્રાપ્ત થવુ મુશ્કેલ છે, તેમ એકવીશ ગુણે કરી રહિત જીવોને સર્વજ્ઞપ્રરૂપિત સત્ ધર્મ મળવો દુર્લભ છે તેથી ભવ્ય જીવોને પોતાનામા ધર્મી થવાની યોગ્યતા ઉત્પન્ન કરવાની જરૂર છે જો પ્રથમ યોગ્યતા ઉત્પન્ન ન કરે તો ધર્મની પ્રાપ્તિ પણ થઈ શક્તિ નથી જેમ અયોગ્ય ભૂમિમા બીજ વાવવાથી નિષ્ફળતા થાય છે, તેમજ પાયો મજબુત કર્યા વિના કોઈ પુરૂપ મેહેલ બનાવવા માગે છે તો તે મેહેલ બરાબર સ્થિત થઈ શકતો નથી તેમ યોગ્યતા વિના શ્રાવક કે મુનિ ધર્મની પ્રાપ્તિ થતી નથી

જેમ ચિંતામણી રત્ન ભાગ્યહીન જીવોને મળવુ મુશ્કેલ છે તેમ અક્ષુદ્રતાદિક ઉત્તમ ગુણ રહિત જનોને પણ ધર્મરત્ન મળવુ મુશ્કેલજ છે

અક્ષુદ્રતાદિક એકવીશ ગુણોવડે યુક્ત જીવને જિનમતમા ધર્મ રત્નને યોગ્ય કહ્યો છે-માટે તે ગુણોને ઉપાર્જવા ધર્માભિલાષી જનોએ જરૂર યત્ન કરવો ઘટે છે ઉક્ત વાતનુ સમર્થન કરતા છતા શ્રીમદ્ યશોવિજયજી મહારાજ આપમાટે કહે છે —

"एक वीश गुण परीणामे, जास चित्त नित्य मेव;. १
धर्म रत्नकी योग्यता, तास कह तुं देव."

ઉક્ત-એકવીશ ગુણોની નોંધ આ પ્રમાણે આપેલ છે કે—

क्षुद्र नहिं वळी रुपनिधि, सौम्य जनप्रिय धन्न;
क्रूर नहिं भीरु वळी, अशठ सुदक्खिन्न. २
लज्जालुओ दयालुओ, सोम दिट्ठि मज्झथ्थ;
गुणरागी सतकथ्थ, सुपख्ख दीर्घदर्शी अथ्थ. ३
विशेषज्ञ वृद्धानुगत, विनयवंत कृत जाण;
पर हितकारी लब्ध लक्ष, एम एकवीश प्रमाण. ४

ગુણ ગુણીનો કથંચિત્ અભેદ સંબંધ હોવાથીજ ઉપર ગુણને બદલે ગુણીનું નિરૂપણ કર્યું છે-અર્થાત્ ધર્મ રત્નને યોગ્ય એવા ગુણી થવુંજ જોઇએ. કેવા ગુણી થવું જોઇયે ? તેનું ઉપર મુજબ પ્રથમ સંક્ષિપ્ત વર્ણન કરીને પછી કંઇક તે સંબંધી વિશેષ વર્ણન કરવાને બનતો પ્રયત્ન કરશું.

૧. **ક્ષુદ્રનહિં**—અક્ષુદ્ર, ગંભીર આશયવાળો, સૂક્ષ્મરીતે વસ્તુતત્ત્વનો વિચાર કરવાને શક્તિ ધરાવનાર સમર્થ જીવ-વિશેષ ધર્મ રત્નને પામી શકે.

૨. **રૂપનિધિ**—પ્રશસ્ત રૂપવાળો, પાંચે ઇંદ્રિયો જેને સ્પષ્ટ રીતે પ્રાપ્ત થયેલ છે એવો અર્થાત્ શરીર સંબંધી સુંદર આકૃતિને ધારનાર આત્મા.

૩. **સૌમ્ય**—સ્વભાવેજ પાપ દોષ રહિત, શીતળ સ્વભાવવાન્ આત્મા.

૪. **જનપ્રિય**—સદા સદાચારને સેવનાર લોકપ્રિય આત્મા.

૫ ક્રૂરનહિ—ક્રૂરતા યા નિષ્ઠુરતા વડે જેનું મન મ લીન થયુ નથી એવો અકિલષ્ટ યાને પ્રસન્ન ચિત્ત યુક્ત શાંત આત્મા

૬ ભીરૂ—આ લોક સબધી તથા પરલોક સબધી અપાયથી ડરનારો અર્થાત્ અપવાદ ભીરૂ તેમજ પાપ ભીરૂ હોવાથી બધી રીતે સભાળીને ચાલનાર, ઉભયલોક વિરૂદ્ધ કાર્યનો અવશ્ય પરિહાર આપનાર

૭ અશઠ—છળ પ્રપચ વડે પરને પાસમા નાખવાથી દૂર રહેનાર

૮ સુદખિન્ન—શુભ દાક્ષિણ્યતા વત, ઉચિત પ્રાર્થનાનો ભંગ નહિ કરવાવાળો, સમય ઉચિતવર્તી સામાનુ દીલ પ્રસન્ન કરનાર

૯ લજ્જાલુઓ—લજ્જાશીલ, અકાર્ય વર્જી સત્કાર્યમા સહેજે જોડાઇ શકે એવો મર્યાદા શીલ પુરૂષ

૧૦ દયાલુઓ—સવ કોઈ પ્રાણી વર્ગ ઉપર અનુકપા રાખનાર

૧૧. સોમદિટ્ઠિ મજ્જથ—રાગદ્વષ રહિત નિષ્પક્ષપાતપણે વસ્તુ તત્વને યથાર્થ રીતે ઓળખી મધ્યસ્થતાથી દોષને દૂર કરનાર

૧૨ ગુણરાગી—સદ્ગુણીનો જ પક્ષ કરનાર, ગુણનોજ પક્ષ લેનાર.

૧૩ સત્કથ્થ—એકાત હિતકારી એવી ધર્મકથા જેને પ્રિય છે એવો

૧૪ સુપખ્ખ—સુશીલ અને અનુકુળ છે કુટુબ જેનુ એવો જાગ્રતબળિયો

૧૫ **દીર્ઘદર્શી**—પ્રથમથી સારી રીતે વિચાર કરીને પરિણામે જેમાં લાભ સમાયો હોય એવા શુભ કાર્યનેજ કરવાવાળો.

૧૬. **વિશેષજ્ઞ**—પક્ષપાત રહિતપણે ગુણદોષ, હિત અહિત, કાર્ય અકાર્ય, ઉચિત અનુચિત, ભક્ષ અભક્ષ્ય, પેય અપેય, ગમ્ય અગમ્ય વિગેરે વિશેષ વાતનો જાણ.

૧૭. **વૃદ્ધાનુગત**—પરિપક્વ બુદ્ધિવાળા અનુભવી પુરૂષોને અનુસરી ચાલનાર, નહિં કે જેમ આવ્યું તેમ ઉચ્છૃંખલપણે ઇચ્છા મુજબ કામ કરનાર.

૧૮. **વિનયવંત**—ગુણાધિકનું ઉચિત ગૌરવ સાચવનાર સુવિનીત.

૧૯. **કૃતજાણ**—બીજાએ કરેલા ગુણને કદાપિ નહિં વિસરી જનાર.

૨૦. **પરહિતકારી**—સ્વતઃ સ્વાર્થ વિના પરોપકાર કરવામાં તત્પર, દાક્ષિણતાવંત તો જ્યારે તેને કોઇ પ્રેરણા અથવા પ્રાર્થના કરે ત્યારે પરોપકાર કરે અને આતો પોતાના આત્માનીજ પ્રેરણાથી સ્વકર્તવ્ય સમજીનેજ કોઇની કંઈ પણ અપેક્ષા રાખ્યા વિનાજ પરોપકાર કર્યા કરે એવા ઉત્તમ સ્વભાવને સ્વભાવિક રીતે ધારનાર ભવ્ય.

૨૧. **લબ્ધલક્ષ**—કોઇપણ કાર્યને સુખે સાધી શકે એવો કાર્યદક્ષ

હવે ઉપર કહેલા ૨૧ ગુણોનું કંઇક સહેતુક બ્યાન કરવાનો ઉપક્રમ કરવામાં આવે છે. જેમ શુદ્ધ કરાયેલા વસ્ત્ર ઉપરજ રંગ જોઇએ એવો બરાબર ચઢી શકે છે, પરંતુ અશુદ્ધ એવા મલીન વસ્ત્ર ઉપર રંગ ચઢી શકતો નથી. તેમજ ઉપર કહેલા ગુણો વડે વિશુદ્ધ થ

ચેલા આત્માનેજ ધર્મનો રંગ ચઢે છે વળી જેમ ખડબચડી[1] અને પાલીસ કર્યા વિનાની [2]ભીંત ઉપર ચિત્ર આબેહૂબ ઉઠતુ નથી. પરંતુ ઘડારી મઠારીને સાફ કરેલી સરખી ભીત ઉપર ચિત્ર જોઇએ એવુ આબેહુબ ઊઠી નીકળે છે, તેમ ઉપર કહેલા ગુણોના સંસ્કાર વિનાના અસંસ્કૃત હૃદય ઉપર ધર્મનુ ચિત્ર બરાબર પડી શકતુ નથી, પણ ઉક્ત ગુણોથી સંસ્કારિત હૃદય ઉપર સત્ય ધર્મનુ ચિત્ર બરાબર ખીલી ઉઠે છે ઊક્ત ગુણોની પ્રાપ્તિ દ્વારા ભવ્ય આત્મા સત્ય ધર્મનો ઉત્તમોત્તમ લાભ પામી શકે છે એથી ઉપર કહેલા સદ્ગુણોનો ખાસ અભ્યાસ કરવાની અત્યાવશ્યકતા સ્વત સિદ્ધ થાય છે, અને તેથી જ તે ગુણ સબંધી બની શકે તેટલી સમજ લેવી પણ જરૂરની છે. એમાજ જીવનુ ખરૂ હિત સમાયેલુ છે

૧ "ક્ષુદ્ર સ્વભાવવાળો અગંભીર અને ઉદ્ધાઠળો હોવાથી ધર્મને સાધી શકતો નથી તે નથી તો કરી શકતો સ્વહિત, કે નથી કરી શકતો પરહિત, સ્વપરહિત સાધવાની તેનામા યોગ્યતાજ નથી તેથી સ્વપરહિત સાધવાને અક્ષુદ્ર સ્વભાવી એવો ગંભીર અને ઠરેલ પ્રકૃતિ વાળોજ યોગ્ય અને સમર્થ હોઇ શકે છે

૨. હીનઅંગોપાંગવાળો, નબળા સંઘયણવાળો, તથા ઇંદ્રિયોમા ખોડવાળો સ્વપરહિત સાધવાને અસમર્થ હોવાથી ધર્મને અયોગ્ય કહ્યો છે કેમકે ધર્મ સાધવામા તેની ખાસ અપેક્ષા રહે છે તે વિના ધર્મ સાધનમા ઘણીજ અડચણ આવે છે તેથી સંપૂર્ણ અંગોપાંગ વાળો, પાચે ઇંદ્રિય પૂરેપુરી પામેલો અને ઉત્તમ સંઘયણ વાળો સુંદર આકૃતિવંત પ્રાણી ધર્મને યોગ્ય કહ્યો છે એવી શુભ સામગ્રી વાળો જીવ શાસનની શોભા વધારી શકે છે અને સર્વજ્ઞ ભગવાને ભાખેલા ધર્મને સમ્યગ્ રીતે પાળી શકે છે

---

૧ Rough

૨ Unpolished

૩. પ્રકૃતિથીજ શાંત સ્વભાવવાળો જીવ પ્રાયઃ પાપકર્મમાં પ્રવૃત્તિ કરતોજ નથી અને સુખે સમાગમ કરી શકાય એવા શીળા સ્વભાવને લીધે અન્ય આકળા જીવોને પણ સમાધિનું કારણ થઇ શકે છે. અર્થાત્ આકરી પ્રકૃતિ વાળા પણ શીળ સ્વભાવવાળા સજ્જનોના સમાગમથી ઠંડી પ્રકૃતિના થઇ જાય છે. તેથી ઠંડી પ્રકૃતિવાળા સુખે સ્વપરહિત સાધી શકે છે પરંતુ આકળી પ્રકૃતિવાળા તેમ કરવાને અસમર્થ હોવાથી ધર્મ સાધવાને અયોગ્ય કહ્યા છે.

૪. દાન વિનય અને નિર્મળ આચારને સેવનાર માણસ સર્વ જનોને પ્રિય થઇ શકે છે અને તે આ લોક વિરૂદ્ધ તથા પરલોક વિરૂદ્ધ કાર્યને સ્વભાવિક રીતેજ તજનાર હોવાથી સમ્યગ્ દૃષ્ટિ જીવોને પણ મોક્ષ માર્ગમાં બહુ માન ઉપજાવનાર થઇ પડે છે. સદાચાર સેવી લોક પ્રિય પુરૂષ પોતાની પવિત્ર રહેણી કરણીથી અન્ય જનોને પણ અનુકરણીય થઇ પડે છે, તેવી રીતે ઇચ્છા મુજબ વર્તી અતડો રહેનાર માણસ કંઇ પણ વિશેષ સ્વપરહિત સાધી શકતો નથી.

૫. ક્રૂર માણસ કિલષ્ટ પરિણામથી પોતાનુંજ હિત સાધવાને અશકત છતો પરનું હિત શી રીતે સાધી શકે? તેથી તે ધર્મ રત્નને અયોગ્ય સમજવો. સમપરિણામને ધારણ કરનાર એવો અનુકંપાવાન અક્રૂર આત્માજ મોક્ષમાર્ગ સાધવાને અધિકારી હોઇ શકે છે.

૬. આ લોક સંબંધી તથા પરલોક સંબંધી દુઃખની વિચારણા કરનાર પાપ કર્મમાં પ્રવૃત્તિ કરતો નથી અને લોકાપવાદથી પણ ડરતો રહે છે એવો ભવભીરૂ માણસજ ધર્મરત્નને યોગ્ય હોઇ શકે છે—પરંતુ જે નિર્ભયપણે—લોકાપવાદનો પણ ભય રાખ્યા વિના સ્વચ્છંદ વર્તન કરે છે તે ધર્મરત્નને યોગ્ય નથીજ.

૭. અશઠ માણસ કોઇની વંચના કરતો નથી તેથી તે વિશ્વાસ પાત્ર અને પ્રશંસા પાત્ર બને છે. વળી તે પોતાના સદ્ભાવથી ઉદ્યમ કરે છે તેથી તે ધર્મ રત્નને યોગ્ય ધરે છે—કપટી માણસ તો પરવંચ-

નાથી પોતાના કુટિલ સ્વભાવને લઇ પરને અપ્રીતિપાત્ર બને છે તેમજ સ્વહિતથી પણ ચૂકે છે માટે તે ધર્મને માટે અયોગ્ય છે.

૮ સુદાક્ષિણ્યતાવત પોતાનુ કાર્ય તજી બની શકે તેટલો બીજા નો ઉપગાર કર્તો રહે છે તેથી તેનુ વચન સહુ કોઇ માન્ય રાખે છે તેમજ સહુ કોઇ તેને અનુસરીને ચાલે છે આવા સ્વભાવથી સહેજે સ્વપર-હિત સાધી શકાય છે તેથી ધર્મરત્નને યોગ્ય છે જેનામા એ ગુણ નથી તે સ્વાર્થ સાધક અથવા આપમતલબીયાના ઉપનામથી નિંદા પાત્ર થાય છે માટે તે ધર્મરત્નને અયોગ્ય ઠરે છે

૯ લજ્જાળીત્ર માણસ જરાપણ અકાર્ય કરતા ડરેછે તેથી તે અકાર્યને દૂરતજી સદાચારને સેવતો રહે છે, તેમજ અંગીકાર કરેલા શુભ કાર્યને તે કોઇ રીતે તજી શકતો નથી, તેથી તે સદ્ધર્મને યોગ્ય ગણાય છે લજ્જાહીન તો કઇપણ અકાર્ય કરતા ડરતો નથી તેથી તે અશુભ આચારને અનાયાસે સેવતો રહે છે. ગમે તેવા ઉત્તમ કુળમા ઉત્પન્ન થયા છતા તે કુળ મર્યાદાને તજી દેતા વાર કરતો નથી તેથી લજ્જાહીન ધર્મ રત્નને અયોગ્ય છે

૧૦ દયા એ ધર્મનુ મૂળ છે અને દયાને અનુસરીનેજ સર્વ સદ્અનુષ્ઠાન પ્રવર્તે છે એમ જિન-આગમમા સિદ્ધાંત રૂપે કહેલુ છે, તેથીજ સર્વજ્ઞ ભાષિત સત્ય ધર્મનુ યથાર્થ આરાધન કરવાને દયાળુ હોવાની ખાસ જરૂર છે, અર્થાત્ દયાળુજ ધર્મ રત્નને યોગ્ય છે દયાહીન કોઇ રીતે ધર્મને યોગ્ય નથી કેમકે તેવા નિર્દય પરિણામવાળાનુ સર્વ અનુષ્ઠાન નિષ્ફળ થાય છે

૧૧ મધ્યસ્થ એટલે પક્ષપાત રહિત એવો સૌમ્ય દૃષ્ટિ પુરૂષ રાગ દ્વેષ દૂર તજીને શાંત ચિત્તથી ધર્મ વિચારને યથાસ્થિત સાંભળે છે અને ગુણનો સ્વીકાર તથા દોષનો ત્યાગ કરે છે માટે તે ધર્મને લાયક છે. પરંતુ પક્ષપાત યુક્ત બુદ્ધિવાળો માણસ અંધશ્રદ્ધાથી વસ્તુ તત્વનો યથાસ્થિત વિચારજ કરી શક્તો નથી તો પછી ગુણનો આદર અને દોષનો ત્યાગ શી રીતે કરી શકે? તેથી પક્ષપાત બુદ્ધિથી એકાંત ખેંચતાણ કરી બેસનાર ધર્મ રત્નને યોગ્ય નથીજ.

૧૨ ગુણરાગી માણસ ગુણવંતનું બહુ માન કરે છે, નિર્ગુણની ઉપેક્ષા કરે છે, સદ્ગુણનો સંગ્રહ કરે છે અને સંપ્રાપ્ત ગુણને સારી રીતે સાચવી રાખે છે. પ્રાપ્ત થયેલા ગુણોને દોષિત કરતો નથી. તેથી તે ધર્મને યોગ્ય છે. નિર્ગુણ માણસ તો બીજા ગુણવંતને પણ પોતાની જેવા લેખે છે તેથી તે નથી તો કરતો તેમની ઉપર રાગ, કે નથી કરતો ગુણ ઉપર રાગ. પરંતુ ઉલટો ગુણ દ્વેષી હોઇ સદ્ગુણનો પણ અનાદર કરે છે અને આત્મગુણને મલીન કરી નાંખે છે માટે તે ધર્મ રત્નને માટે અયોગ્યજ છે.

૧૩–વિકથા કરવાના અભ્યાસ વડે કલુષિત મનવાળો માણસ વિવેક રત્નને ખોઇ દે છે અને ધર્મમાં તો વિવેકની ખાસ જરૂર છે. તેથી ધર્માર્થી માણસે સત્ય પ્રિય થવાનો અને સત્ય–હિતકારી વાતનેજ કહેવાનો અથવા સાંભળવાનો ઢાળ રાખવો જોઇએ. આવા સત્ય પ્રિય અને સત્યભાષક જીવથી સ્વપરનું હિત સહેજે થાય છે તેથી તેવા ગુણ વાળાજ ધર્મ રત્નને યોગ્ય છે. વિકથાવંતથી ઉભય હાનિ પહોંચે છે તેથી તે અયોગ્ય છે.

૧૪ જેનો પરિવાર અનુકૂળ વર્તનારો, ધર્મશીલ અને સદાચારને સેવવા વાળો હોય એવો જાડાબળિયો માણસ નિર્વિઘ્નપણે ધ-

ર્મ સાધન કરી શકે છે પૂર્વોક્ત સ્વભાવવાળા કુટુંબથી ધર્મ સાધનમા કઈ પણ અંતરાય આવવાનો સંભવ રહેતો નથી, કેમકે એવુ આનુકૂળ કુટુંબ તો ધર્મ સાધનમા જોઇએ તેવી સહાય કઇ શકે છે. તેથી ધર્મશીલ અને સદાચારવાળા અનુકૂળ પરિવારવાળો ધર્મને દીપાવવાને યોગ્ય જણાય છે તેવો પ્રતિકૂળ આચાર વિચારવાળા પરિવારવાળો યોગ્ય ગણાતો નથી, કેમકે તેથી તો ધર્મ માર્ગમા વખતો વખત વિઘ્ન ઉભા થાય છે માટે શુદ્ધ અને સમર્થ પક્ષની પણ ખાસ જરૂર છે

૧૫ દીર્ઘદર્શી માણસ પૂર્વાપરનો અથવા લાભાલાભનો વિચાર કરી જેનુ પરિણામ સારૂજ આવવાનો સંભવ હોય, જેમા લાભ વધારે અને કલેશ અલ્પ હોય અને જે ઘણા માણસોને પ્રશંસનીય હોય તેવા કામનોજ આરંભ કરે છે તેવા દીર્ઘ દર્શીજનો ધર્મરત્નને યોગ્ય છે કેમકે તે વિચારશીલ અને વિવેકવંત હોવાથી સફળ પ્રવૃત્તિને કરનાર હોય છે તે કઇ પણ વગર વિચાર્યું નહિ બની શકે એવુ અસાધ્ય કાર્ય સહસા આરંભતાજ નથી જે કાર્ય સુખે સાધી શકાય એવુ માલમ પડે તેનોજ તે વિવેકથી આદર કરે છે સહસાકારી બહુધા અસાધ્ય કાર્ય કરવા મંડી જાય છે અને તેમા નિષ્ફળ નીવડવાથી તે પશ્ચાતાપનો ભાગી થાય છે તેથી તે ધર્મરત્નને લાયક ઠરતો નથી

૧૬ વિશેષજ્ઞ પુરૂષ વસ્તુઓના ગુણદોષને પક્ષપાત રહિતપણે પિછાની શકેછે, તેથી પ્રાય તેવા માણસજ ઉત્તમ ધર્મના અધિકારી કહ્યા છે જે અજ્ઞાનતા વડે હિતાહિત, કૃત્યાકૃત્ય, ધર્માધર્મ, ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય કે ગુણદોષ સંબધી બિલકુલ અજ્ઞાત છે તે ધર્મને અયોગ્ય છે કેમકે જે પોતાનુ હિત શુ છે તેટલુ પણ સમજતા નથી

તે શી રીતે સ્વહિત સાધી શકશે? અને સ્વહિત સાધવાને પણ અસમર્થ હોવાથી પરહિતનું તો કહેવુંજ શું? તેથી પશુના જેવા અજ્ઞાન અને અવિવેકી જનો ધર્મને માટે અયોગ્ય છે.

૧૭ પરિપક્વ બુદ્ધિવાળા અર્થાત્ સદ્વિવેકાદિક ગુણ સંપન્ન એવા વૃદ્ધ પુરૂષો પાપાચારમાં પ્રવૃત્તિ કરતાજ નથી, એમ હોવાથી તેવા વૃદ્ધને અનુસરીને ચાલનાર પણ પાપાચારથી દૂરજ રહેછે- કેમકે જીવોને સોબત પ્રમાણે ગુણો આવેછે. કહેવત છે કે 'જેવી સોબત તેવી અસર' તેવા શિષ્ટ પુરૂષોને અનુસારે ચાલનાર ધર્મ રત્નયોગ્ય થાય છે. પરંતુ સ્વચ્છંદે ચાલનાર માણસ કદાપિ ધર્મને યોગ્ય થઇ શકતો નથી. કેમકે તે સદાચારથી તો પ્રાયઃ વિમુખ રહેછે.

૧૮ સમ્યગ્જ્ઞાન દર્શનાદિક સર્વ સદ્ગુણોનું મૂળ વિનય છે, અને તે સદ્ગુણો વડેજ ખરૂં સુખ મેળવી શકાય છે માટેજ જૈન શાશનમાં વિનયવંત-વિનીતને વખાણ્યો છે. લૌકિકમાં પણ કહેવાય છે કે 'વનો ( વિનય ) વેરીને પણ વશ કરે.' તો પછી શાસ્ત્રોક્ત નીતિ મુજબ વિનયનો અભ્યાસ કરવામાં આવે તો તેના ફળનું તો કહેવુંજ શું? વિનયથી સર્વ ઇષ્ટની પ્રાપ્તિ થાય છે. તેથી ઇષ્ટ સુખના અભિલાષી જનોએ અવશ્ય વિનયનું સેવન કરવુંજ જોઇએ. અવિનીત માણસ ધર્મનો અધિકારી નથીજ. કેમકે તે તેની અસભ્ય વૃત્તિથી કંઇ પણ સદ્ગુણ પેદા કરી શકતો નથી, અને ઉલટો ઠેકાણે ઠેકાણે કલેશનો ભાગી થાય છે.

૧૯ કૃતજ્ઞ પુરૂષ ધર્મ ગુરૂને તત્ત્વ બુદ્ધિથી પરોપકારી જાણીને તેનું બહુમાન કરેછે. તેથી સમ્યગ્ જ્ઞાન દર્શનાદિક સદ્ગુ-

ણોની વૃદ્ધિ થાય છે તેથી કૃતજ્ઞ માણસજ ધર્મ રત્નને લાયક છે કૃતજ્ઞ માણસ ઉપર સામાન્ય ઉપગાર કર્યો હોય તો તેને પણ તે ભૂલતો નથી તો અસાધારણ ઉપગારને કરનાર ઉપગારી-ને તો તે ભૂલેજ કેમ? કૃતઘ્ન માણસ ઉપગારીએ કરેલા ઉપગારને-વિસરી જઇ તેનો ઉલટો અપવાદ કરવા તત્પર થઇ જાયછે દૂધ પા-ઇને ઉછેરેલા સાપની જેમ કૃતઘ્ન નુકશાન કરેછે માટે તે ધર્મને યોગ્ય નથી

૨૦ ધન્ય કૃત પુન્ય એવો પરહિતકારી પુરૂષ ધર્મનુ ખરૂ રહસ્ય સારી રીતે સમજી પ્રાપ્ત કરીને નિસ્પૃહ ચિત્ત કરનો પોતાના પૂર્ણ પુરૂષાર્થ યોગે અન્ય જનોને પણ સન્માર્ગમા જોડી દે છે અર્થાત્ ધર્મનુ ખરૂ રહસ્ય જાણનાર અને નિસ્પૃહપણે પોતાનુ છતુ વીર્ય ફોરવનાર એવા પરહિતકારી પુરૂષોની જ બલિહારી છે તેવા ધન્ય પુરૂષો સ્વપર-નુ હિત વિશેષે સાધી શકે છે તેવા ભાગ્યશાળી ભવ્યો ધર્મને સારી રીતે દીપાવી શકે છે તેથી તે ધર્મ રત્નને અધિક લાયક છે કેવળ સ્વાર્થ વૃત્તિવાળાથી તેવો સ્વપર ઉપગાર સભવતો નથી તેથી નિ સ્વાર્થ વૃત્તિ રાખવાની ખાસ જરૂર છે નિ સ્વાર્થી જનો પરોપકારને પોતાના શુદ્ધ સ્વાર્થથી ભિન્ન સમજતા નથી અર્થાત્ પરોપકારને પોતાનુ ખાસ કર્તવ્ય સમજીને કોઇની પ્રેરણા વિના સ્વભાવિક રીતેજ સેવે છે

૨૧ લબ્ધ લક્ષ પુરૂષ સકળ ધર્મ કાર્યને સુખે સમજી શકેછે અને તે કળાચ્ચ વળ તથા સુખે કેળવી શકાય એવો હોવાથી થોડા વખતમાજ સર્વ ઉત્તમ કળામા પારગામી થઇ શકે છે આવો લબ્ધ-લક્ષ પુરૂષ ધર્મ રત્નને લાયક હોઇ શકે છે પરતુ અકુશળ અશિક્ષણીય અને મદ પરિણામી તેમજ અતિ પરિણામી જનો ધર્મને ના

યક થઈ શકતા નથી. કેમકે તેમની નજર સાપેક્ષપણે સર્વત્ર ફરી વળતી નથી. તેથી તેઓ સત્ય ધર્મથી બાહેર રહ્યા કરે છે, અર્થાત્ ધર્મના ખરા રહસ્યને પામી શકતાજ નથી માટે ધર્માર્થી જનોએ કાર્ય દક્ષ અને કર્તવ્ય પરાયણ થવાની પણ પુરી જરૂર છે"

આ પ્રમાણે એ એકવીશ ગુણોનું કંઇક સહેતુક વર્ણન 'ધર્મ પ્રકરણ' ગ્રંથને અનુસારે કરવામાં આવ્યું છે. એ ઉપર વર્ણવેલા ગુણો જેમણે સંપ્રાપ્ત કર્યા છે તે ભાગ્યશાળી ભવ્ય જનો **ધર્મરત્નને** લાયક થાય છે. એ એકવીશ ગુણ સંપૂર્ણ જેમને પ્રાપ્ત થયા છે તે ઉત્કૃષ્ટ રીતે લાયક છે. ચતુર્થ ભાગે ન્યૂન ગુણવાળા ભવ્ય મધ્યમ રીત્યા લાયક છે અને અર્ધા ભાગથી ન્યૂન ગુણવાળ ભવ્યો જઘન્ય ભાગે લાયક છે પરંતુ તેથી પણ ન્યૂન ગુણ વાળા હોય તે તો દરિદ્રપ્રાય-અયોગ્ય સમજવાના છે એમ સમજીને સર્વજ્ઞ ભાષિત શુદ્ધ ધર્મના અભિલાષી જનોએ જેમ બને તેમ ઉક્ત ગુણોમાં વિશેષે આદર કરવો યોગ્ય છે કારણ કે પવિત્ર ચિત્ત પણ શુદ્ધ ભૂમિમાંજ શોભે છે અને ભૂમિ શુદ્ધિ ઉક્ત ગુણો વડેજ થાય છે.

